# શ્રી જૈન તીર્થાવળી પ્રવાસ.



ઘણા સુધારા વધારા સહિત

રચી છપાવી પ્રસિદ્ધ કરનાર

આવૃત્તિ બીજી. પ્રત ૨૦૦૦



વીર સંવત ૨૪૩૪ વિક્રમ સંવત ૧૯૬૩.

શા. લખમશી નેણશી સવાણી
કચ્છ-તેરાવાલા.

મુંબઇ-'રવધર્મનિષ્ઠ' પ્રેસમાં છાપ્યું.
કીંમત રૂ. ૧-૮-૦

# પ્રસ્તાવના.

સુજ્ઞ શ્રી સકળ સંઘને આ પુસ્તકની પ્રસ્તાવના કરતાં સવિનય વિદિત કરવાની રજા લઉં છું કે, ભારતવર્ષમાં તેમજ વિદેશમાં ઘણાં અપૂર્વ પ્રાચીન અને અર્વાચીન જૈન તીર્થો છે. તીર્થ યાત્રાનું ફળ શાસ્ત્રમાં ઉત્કૃષ્ટ વર્ણવેલ છે. જે યથાસ્થિત છે, કેમકે તીર્થપર જેવી મનની શુદ્ધિ થાય છે તેવી બીજે કોઇપણ સ્થળે થવી મુશ્કેલ છે. તેથી તીર્થ યાત્રા અવશ્ય કર્તવ્ય છે. જેથી કરીને ભવ સ્થિતિ પરિપાક થતાં સિવવધુ સન્મુખ આવે છે. માટે સર્વેએ અતિવર્ષ વધારે ન બને તો એક પણ તીર્થની યાત્રા તો અવશ્ય કરવી યોગ્ય છે; અને તે મુજબ જૈન બંધુઆદિ કરે પણ છે. પરંતુ તેવા તીર્થોની યાત્રા કરવાના સુગમ માર્ગો દર્શાવનાર અદ્યાપી પર્યંત ગુજરાતી ભાષામાં એક પણ પુસ્તક નહીં હોવાથી યાત્રીકોને જાત્રાએ જતાં આવતાં કેટલીક મુસીબત પડવાની સાથે નજીકમાં આવેલ જિન પ્રાસાદોના દર્શનનો લાભ બરોબર લઇ શકાતો નહોતો એમ મારા પૂજ્ય મોરબી બંધુ ડુંગરસી ભારમલના અનુભવથી મને માલમ પડતાં પડતી અગવડો દુર થાય અને સર્વ જૈન પ્રાસાદોના દર્શનનો લાભ યાત્રી ભાઇઓ લઇ શકે તેવા હેતુથી અનુભવમાં આવેલ, તપાસ કરતા માલમ પડેલ જે જે શેહેરો અને ગામોમાં જૈન પ્રાસાદ છે તેના સુગમ માલમ પડેલા રસ્તા અને તીર્થો દર્શાવનારૂ આ પુસ્તકના પ્રથમ આવૃતિ બહાર પાડેલ હતી, તે જૈન બંધવોને ઘણીજ ઉપયોગી થવાથી અને ખપી જવાથી તેમ મારી તપાશ દરમ્યાન મને વધુને વધુ ખબર મલતી હોવાથી બહુજ લાંબી મુદતે અથાગ મહેનતે આ બીજી આવૃતિ તૈયાર કરી છે અને તે સર્વોપયોગી થવાથી મારા મનોરથ સફળ થતાં હું મને કૃતાર્થ થયો માનીશ.

વળી પ્રભુ સ્તુતિ માટે જૈન નેણુ પ્રકાશ સ્તવનાવળીમાં મારી અલ્પ મતિએ રચેલ સ્તવન, પદ તથા પૂર્વાચાર્ય કૃત સ્તવનાદિ દાખલ કરેલ છે.

મારા સાંભળવામાં છત્રીસ હજાર જૈન પ્રાસાદ આવેલ છે, પણ તે બધા કયે કયે સ્થળે છે તે માલુમ પડયું નથી. મારા જાણવામાં જેટલું આવ્યું તેટલું આ પુસ્તકમાં દર્શાવ્યું છે. માટે સર્વ સંઘ પ્રત્યે મારી નમ્ર વિનંતિ છે કે જે જે તીર્થો અને જે જે ગામ શેહેરોમાં દેરાસરજી આમાં જણાવ્યા શિવાયનાં હોય તે તે ત્યાં જવા આવવાના સુગમ માર્ગ સહિત મને લખી મોકલવા કૃપા કરશો. તેમનો ઉપકાર માનવાની સાથે ત્રીજી આવૃત્તિમાં તે વધારો દાખલ કરી કૃત્યકૃત્ય માનીશ.

આ પુસ્તક લખતા દરમ્યાન મને જે શા. પુજા રતનશીએ અથાગ મદદ કરી છે, તેઓ શાહેબનો ખરા અંતકરણથી ઉપકાર માનું છું. તેમજ જે જે જૈન બંધવોએ સુચનાઓ લખી મોકલી છે તે શાહેબોનો પણ ઉપકાર માનું છું, આ પુસ્તકમાં જે કાંઇ ન્યુનાદિક છપાયું હોય તે સુજ્ઞ વાંચકોએ સુધારી વાંચવા વિનંતિ છે; અને તે મારૂ મિથ્યા દુષ્કૃત થાઓ. કિંબહુ વિલિખનેન. તથાસ્તુ.

લા૦ શ્રી સંઘનો સેવક,

**લખમશી નેણુસી શવાણી**

કચ્છ-તેરાવાલા.

---

## વિનંતી પત્ર.

શ્રી સંઘ આ પુસ્તકનો ઉપયોગ કરનાર અને યાત્રીઓ પ્રત્યે મારી વિનંતી છે કે, જે જે તીર્થને વિષે આપ યાત્રા કરો ત્યાં ત્યાં મારી-વતી દર્શન પુજા કરી લાભ આપશો, અને કોઇ રીતની આશાતના ન થાય તેમ આ પુસ્તક સંભાળી રાખશો, એવી આશા છે.

**લ૦ ને૦ શવાણી.**

# શ્રી જૈન તિર્થાવળી પ્રવાસની અનુક્રમણીકા.



* એ નંબર ભુલથી નંખાતા રહી ગયેલ છે, તેમ ત્રેવીશ નંબર ડબલ થયેલ છે, માટે ધ્યાન રાખી સુધારી વાંચવો.

* એ નંબરના બદલે ભૂલમાં નંબર ૫૬૦ તથા નંબર ૫૬૧ છપાયા છે તે સુધારી વાંચશો.

* ૬૪૩ ભુલથી નંબર બુકમાં છાપતાં રહી ગએલ છે.

* પુસ્તકમાં એ ગામને નંબર ૬૯૬ છપાયા જાહેલ છે.

## આ પુસ્તક મળવાનાં ઠેકાણાં.

મુંબઇ—શા. પુંજા રતનશી કાથાબજાર કેશવજી નાયકના માળામાં ત્રીજે દાદરે માડવી.

,, શા. લાલજી ભોજરાજ, ગીડધરસ્ટ્રીટ તાડદેવ.

ખાનદેશ—શા. માણેકચંદ નેણશી ભોજરાજ, અમલનેર ખાનદેશ.

વી. પી. થી મંગાવનારાઓએ ફક્ત પ્રસિદ્ધ કરનાર પાસેથીજ મંગાવવી. બાકીના ઠેકાણેથી રોકડી કીંમતે મળશે.

બહારના મંગાવનારાઓએ નીચેના શીરનામેથી લખવું:

**શાહ લખમશી નેણશી સનાણી–કચ્છ તેરાવાલા.**

ઠે૦ કાથાબજાર–માંડવી–મુંબઇ. નંબર ૩.

# સુતક વિચાર.

૧ પુત્ર જન્મે તો દીવસ ૧૦ નું સુતક જાણવું.

૨ પુત્રી જન્મે તો દીવસ ૧૧ નું સુતક જાણવું.

ઉપર પ્રમાણે જે ઘરમાં સ્ત્રીને પ્રસવ થયો હોય ત્યાં રહેનારા સર્વને સુતક લાગે પરંતુ ઘરનું માણસ બીજાને ઘેર જમતું હોય તો તેને તેવો બાધ આવતો નથી.

૩ પ્રસવનારી સ્ત્રી ૪૦ દાહાડા સુધી જીન પૂજા ન કરી શકે તથા સાધુને વોહોરાવી શકે નહીં. તેણીને બીલકુલ લેશમાત્ર અશુચી પુદ્‌ગલ ન દીસતાં હોય અને જીન પુજાનું અડગ હોય તો ૩૦ દીવસ પછી જીન પુજા કરી શકે.

૪ મરણનું સુતક દીવસ ૧૨ જાણવું.

૫ દેશાંતરથી મરણની ખબર આવે તો એક દીવસનું સુતક જાણવું.

૬ કોઇ માણસ મરી ગયો હોય અને સ્મશાને જવું પડે પણ મુડદાને અડે નહીં તો તેને આઠ પોહોરનું સુતક, મુડદાને અડે તો સોળ પોહોરનું સુતક. અને કાંધ આપેલ હોય અર્થાત મડદુ ઉપાડ્યું હોય તો ૨૪ પોહોરનું સુતક જાણવું.

૭ સ્ત્રીને જેટલા માસનો ગર્ભ પડે તેટલા દાહાડાનું સુતક તે ઘરમાં રહેનાર જાણવું.

૮ ઘરમાં જો કોઇ નોકર ચાકર અગર બીજો કોઇ રહેનાર માણસ મરણ પામે તો એક દીવસનું સુતક જાણવું.

૯ ઘરમાં અગર આંગણામાં ગાય, ઘોડો, ભેંસ વીગેરે કોઇ જાનવરનું કોઇ મરણ થયું હોય તેનું કલેવર પડયું હોય ત્યાં સુધી સુતક જાણવું. તેને લઇ ગયા પછી અસુચી ટાળવી.

ઉપર પ્રમાણે સુતકના દાહાડામાં સાધુ આહાર ન લે અને જીન પુજા, પ્રતિક્રમણ સુતક વાળાથી થાય નહીં.

૧૦ રતુવંતી ( રજસ્વળા ) સ્ત્રીને ૨૪ પોહોરનું સુતક જાણવું. વાસણ વિગેરે કોઇ વસ્તુને અડે નહીં. તેના ખાવાનાં વાસણ જુદાં રાખે. ચોવીસ પોહોર પછી જો રૂધીરનો સંભવ રહેતો હોય તો નાહીને જયણાપૂર્વક જીન દર્શન કરે, પણ અંગ પુજા કરે નહીં.

## કલ્પનીય દુધ.

૧ ગાયનું દુધ ગાય વીહાયા બાદ ૧૦ દીવસ પછી ખાઇ શકાય.

૨ ભેંસનું દુધ ભેંસ વીહાયા બાદ ૧૧ દીવસ પછી ખાઇ શકાય.

૩ બકરી, ઉંટડી વિગેરે જાનવરનું દુધ તે વીહાયા બાદ ૧૫ દીવસ પછી ખાઇ શકાય.

———:૦:———

॥ श्रीपरमातमायनमो ॥

# શ્રી જૈન તીર્થાવળી પ્રવાસ.

## પ્રકરણ પેહેલું.

### મંગલાચરણ.

દોહરો.

મંગળકારી છો સદા, અંતરીક્ષજી મહારાજ;
સ્તવન કરું હું સર્વદા, પૂરણ કરશો કાજ.

અનુષ્ટુપ છંદ.

વિશ્વકેરા તમે ત્રાતા, સુખદાતા સર્વદા;
નમન કરીએ નાથ નિત્યે, બુદ્ધિ આપોને સદા.

મુંબઇથી નાગપુર રસ્તે થઇ સિધ્ધો સમતસીખરજી જવાનો રસ્તો તથા સમતસીખરજીની પંચતીર્થી કરી કાશી (બનારસ)થી દીલ્લી, આગ્રા, ઝાંસી; રતલામ, થઇ કેશરીઆજી જવાનો ખુલ્સો માર્ગ.

### ૧ શ્રી મુંબઇ બંદર.

હિંદુસ્થાનમાં મોટામાં મોટું વેપારનું મથક અને બંદર છે. એ બે ભાગમાં વેચાયલ છે. કોટ અને બહારકોટ મળીને વસ્તી લગભગ દસ લાખ માણસની છે. જૈનની વસ્તી વીસથી પચીશ હજારની છે. એમાં કુલાબામાં ૧ કોટમાં ૧ બહારકોટ પાયધુની પર ૬ સરાફબજારમાં ૧ મોડીપર ૨ ચોપાટીપર ૧ વાલકેશ્વરમાં ૨ અને ભાયખલામાં મો-

તીશા શેઠની વાડીમાં એક ભવ્ય દેહરૂં મળી સીખરબંધ શ્વેતાંબરન. દેરાં ૧૫ છે. તથા ચંપાગલીમાં શેઠ પ્રેમચંદ રાયચંદના ઘરમાં ઘરદેરાસર તથા લાલબાગમાં ઘરદેરાસર મળી શ્વેતાંબરી દેરાસરો ૧૭ છે. દીગંબરી દેરાસરો બે છે, જેમાં ચોપાટીપર આવેલ શેઠ માણેકચંદ પાનાચંદનું આરસાભુવન દેરાસર જોવાલાયક છે, તેમ પ્રતિમાજી ધાતુના છે. પાઠશાળાઓમાં પાયધુની પર માંગરોળ જૈન સભા તરફથી ૧ કચ્છી દશા ઓશવાળ તરફથી ૧ તથા બોર્ડીંગ સ્કુલ છે. શેઠ પનાલાલ બાબુની જૈન હાઇસ્કુલ અને દવાખાનું છે. તે મકાન જોવાલાયક છે. કચ્છી વીસા ઓસવાળ દેરાવાસી જૈન પાઠશાળા ખડક પાલાગલીમાં છે. લાયબ્રેરીઓ, વીરચંદ કરમચંદની પાયધુની પર છે, કચ્છી દશા ઓશવાળ જૈન પાઠશાળા અંગેની ખડકપર છે, જૈન કન્યાશાળા ખેતબાઇ અને લક્ષ્મીબાઇની માંડવીપર છે, માંગરોળ જૈન સભા તરફથી હમણા પાયધુનીપર ખુલી છે અને કોટમાં માંગરોળ શ્રીમાલી સમાજની જૈન શ્રાવીકા શાળા છે. ધર્માદા દવાખાનું માંડવીપર શેઠ હરભમ નરશી નાથા તથા ભીમશી માણેકનું છે, જૈન મંગળ ગાયન મંડળી માંડવીપર, સુરત સંગીત મંડળી પાયધુનીપર, જામનગર સંગીત મંડળી કોટમાં છે. પાંજરાપોળ ૧ લાલબાગ પાસે છે. ( શેઠ હીરાચંદ ગુમાનજી ) દીગંબરી જૈન બોરડીંગ તાડદેવપર છે તથા ધર્મશાળા માધવબાગ પાસે છે. અહીંથી જી. આઇ. પી રેલવેના રસ્તે માઇલ ૬ પર શ્રી દાદર સ્ટેશને જવું. ભાડું રૂ. ૦-૧-૩ છે.

## ૨ દાદાર

એક નાનુ પણ રમણીક ગામડુ છે હવા સ્વચ્છ છે મુંબઈના ધનાઢય શેઠીયાના ભવ્ય બંગલા અને બગીચા છે, જણસ વસ્ત સર્વ મળી શકે છે દેરાશર ૧ નાનુ નાજુક છે વ્યવસ્થા સારી છે, અહીંઆ જી, આઈ, પીમાંથી

મેલ ૭ ઘાટકુપર જાવું ભાડું રૂ. ૦-૧-૬ છે, અહીંઆથી જી, આઇ. પી. તથા બી. બી. શી. આઇ રેલ ફુટે છે,

## ૩ ઘાટકુપર

અહીં વીસાઓશવાળોના દશેક ઘરછે ગામ રમણીક વાડીઆમણું છે, દેરાસર ૧ છે જણશ વસ્ત મલી શકે છે અહીંઆથી મેલ ૪ શ્રી ભાડુપ જાવું ભાડુ રૂ. ૦-૧-૦ છે

## ૪ ભાડુપ

અહીંઆ હમણા ત્રણેક વરશ થયા કચ્છી દશાઓશવાળા તરફથી બગીચા લેવાયા છે અને તેઓ એક નાજુક રમણીક દેરાશર બંધાવેલો છે, તથા સેનેટરી પણ છે અહીંથી ફુલ અનંતનાથજીના દેરાશર શારૂ રોજ જાય છે, જણસ વસ્તની કચ્છી દશા ઓશવાળો પુરતિ સગવડ કરી આપે છે અને વ્યવસ્થા સારી છે, અહીંથી મેલ ૪ શ્રી થાણા જાવું ભાડુ રૂ. ૦-૧-૬.

## ૫ થાણા.

સ્ટેસનથી દેરાસર અડધો મૈલ દુર છે પણ સ્ટેસને હમેશા ટાંગા મલે છે દેરાસર રમણીક છે દેરાસર પાછળ ધર્મશાળા છે અહીં સરકારી મોટો તુરંગ છે જેમાં સેત્રગી તથા કાપડ સારૂ વણાય છે શ્રીપાલકુમાર આજ થાણાપુરીમાંથી પરણેલ હતા, અસલ એ મોટુનગર હતું પણ હાલગામડુ છે જણસ વસ્ત સર્વ મલે છે, અહીંથી મૈલ ૧૩ શ્રી કલ્યાણી જાવું ભાડુ રૂ. ૦-૩-૦ છે

## ૬ કલ્યાણી.

અસલ સોલંકી વંશના ભુવડનો રાજ્યધાની સહેર છે અહીંઆ મારવાડી ભાઇઓ તથા વીસાઓસવાળ કચ્છીઓ છે દેરાશર ૧ વ્યવસ્થા વાજી છે જણસ વસ્ત સરલ મલે છે ઉતરવાની જગ્યા છે અહીંથી મૈલ ૨૦ પર શ્રી આસનગામ સ્ટેશનથી પગરસ્તે મૈલ ૨ શ્રીગામ સાહાપુર જાવું આસનગામ સુધીનો ભાડુ રૂ. ૦-૨-૦ છે.

## ૭ સાહાપુર.

આ ગામ નાનકડું ને રમણીક છે ચોખાની પેદાસ મોટા પાયે છે શ્રાવકના ઘર લગભગ ૩૦) ની વસ્તી છે ઘર દેરાશર સારી સ્થિતીમાં છે અહીંથી પાછા શ્રી આસન ગામ સ્ટેશને આવવું ત્યાંથી મૈલ ૨૧ શ્રી કસારા જાવું ભાડું રૂ. ૦-૪-૦ છે.

## ૮ કસારા.

જી. આઇ. પી. નું મોટું જંકશન છે અને ગામ જોવા લાયક છે દેરાસર વ્યવસ્થાવાલુ છે મારવાડીઓના ઘર પચાશેક છે અહીંથી મૈલ ૪૨ શ્રી નાશીક જાવું ભાડું રૂ. ૦-૭-૦ છે.

## ૯ નાસીક

સ્ટેશનથી ચાર મૈલ ગામ છે ટાંગા તથા ત્રામ હમેસા મલે છે અહીંઆ વૈષ્ણુ લોકના ધર્મનું મુખ્યસ્થળ છે જૈનના દેરાશર ૩ છે શ્રવાક મારવાડીઓ છે ધર્મશાળા છે જણુશવસ્ત શર્વ મલે છે ગામ જોવાલાયક છે અહીંથી પીઠેક છેટે પંઢરપુરની જાત્રા ભરાય છે જે પર હજારો માણસોની ગરદી થાય છે જેથી કોઇ કોઇ વખતે કૉલેરા આદિ ભયંકાર રોગ ફાટી નીકળે છે અહીંથી પગરસ્તે શ્રી માલેગામ જાવું ટાંગા હમેસ મલે છે.

## ૧૦ માલેગામ.

દેરાસર તથા ધર્મશાળા છે તથા જૈનશાળા છે જણુશ સર્વ મળે ગામ રમણીક છે અહીંથી પગ રસ્તે ગાઉ અડધો શ્રી લશ્કર જવું.

## ૧૧ લશ્કર ( માલેગામ. )

દેરાશર ૧ છે. અહીંથી પગ રસ્તે ચાંદવડ જવું.

## ૧૨ ચાંદવડ.

દેરાશર તથા ઉતરવાની જગ્યા છે અહીંથી પગ રસ્તે શ્રી એવલા જવું.

## ૧૩ એવલા.

દેરાશર તથા ધર્મશાળા જૈનશાળા છે જરુર વસ્ત સર્વ મળે છે અહીંથી પગ રસ્તે શ્રી બેલાપુર જવું.

## ૧૪ બેલાપુર.

દેરાસર તથા ઉતરવાની જગ્યા છે જરુરા મળે છે અહીંથી પગ રસ્તે ગાઉ પંદર સંગમનેરે જવું.

## ૧૫ સંગમનેર.

દેરાશર તથા ઉતરવાની જગ્યા છે જરુરા મળે છે અહીંથી પગ રસ્તે શ્રી સીનર જવું.

## ૧૬ સીનર.

દેરાશર તથા ઉતરવાની જગ્યા છે અહીંથી પગ રસ્તે શ્રી મનમાર આવવું ત્યાંથી જી. આઇ. પી. નું ૧ રસ્તો જાલણા તરફ જાય છે અહીંથી રેલ રસ્તે મેલ ૪૨) શ્રી ચાળીસગામ જવું ભાડું રૂ. ૦-૭-૦ છે.

## ૧૭ ચાળીસગામ.

દેરાશર શ્રી સીખરબંધ છે ઉતરવાની જગ્યા છે. પાંજરાપોલ છે જરુરા સર્વ મળે છે. રૂઉનો વેપાર મોટા પાયાપર છે અહીંથી મેલ ૩૫) શ્રી ધુલીઆ જવું ભાડું રૂ. ૦-૬-૯.

## ૧૮ ધુલીઆ.

દેરાશર ભવ્ય તથા જૈનશાળા લાયબ્રેરી પાંજરાપોલ અને જૈન મંડળી છે, શ્રાવક કુટુંબીઓની સારી વસ્તી છે ખાનદેશનું મોટું મથક છે અહીંથી પગ રસ્તે ગાઉ બાર શ્રી પારોલે જવું.

## ૧૯ પારોલા.

ગામ રમણીક અને દેરાસર ૧ ભવ્ય તથા પોશાળા છે ઉતરવાની

જગ્યા છે જણસ વસ્ત મલે છે અહીંથી પગ રસ્તે ગાઉ સાત શ્રી અમલનેરે જવું.

### ૨૦ અમલનેરા.

દેરાસર તથા ધર્મશાળા, જૈનશાળા, છે જણશ વસ્ત સર્વ મળે છે અહીંથી પગ રસ્તે ગાઉ બે સીરસાલા જવું.

### ૨૨ સીરસાલા.

દેરાશર તથા ઉતરવાની જગ્યા છે જણુશ મલે છે અહીંથી પગ રસ્તે સીરપુર વધારી જવું.

### ૨૩ સીરપુર–વધારી.

દેરાશર તથા ઉતરવાની જગ્યા છે અહીંથી પાછા સીરસાલા આવવું. ત્યાંથી પગ રસ્તે ગાઉ ત્રણ એતરસ જવું.

### ૨૩ એતરસ.

હાલ થોડા વખતપર પ્રતિમાજી નીકળેલાં છે તે પરોણા દાખલ બેસાડેલા છે અહીંથી પગ રસ્તે ગાઉ સાત બાદરપુર જવું.

### ૨૪ બાદરપુર.

દેરાસર તથા ઉતરવાની જગ્યા છે અહીંથી પગ રસ્તે શ્રી ધરણગામ જવું.

### ૨૫ ધરણગામ.

દેરાશર તથા ઉતરવાની જગ્યા છે જણુશ મળે છે અહીંથી પગ રસ્તે શ્રી પાચોરે જવું. અગર રેલ મારગે જલગામ જવાય છે.

### ૨૬ પાચોરા.

દેરાસર તથા ધર્મશાળા છે જણસ સર્વ મળે છે હમણા "જૈન શ્વેતાંબર મેગેઝીંગ" માસીક અત્રેથી પ્રસિદ્ધ થાય છે. યતિ બાલચંદજી કેવળચંદજી ખામગામવાલાનું દવાખાનું છે વેપારીઓ સારી સંખ્યામાં

રહે છે જૈન પાઠશાળા છે અહીંથી રેલ માર્ગે મૈલ ૨૯ શ્રી જલગામમેર જવું ભાડું રૂ. ૦-૫-૦ છે.

## ૨૭ જલગામમેરૂં.

ખાનદેશના હમણાના ભાગલા થવાથી મુખ્ય શહેર નીમાએલ છે પ્રથમપણ મોટું શહેર હતું જૈન દેરાશર તથા ધર્મશાળા છે જણશ વસ્ત સર્વે મળે છે શ્રી પાંજરાપોળ છે અહીંથી તાપટીવેલી રેલવેનો ફાંટો અમલનેરાથી સુરત જાએ છે અહીંથી ફેજપુર જવું.

## ૨૮ ફેજપુર.

દેરાશર તથા ઉતરવાની જગ્યા છે અહીંથી પાછા જલગામ જવું ત્યાંથી રેલ માર્ગે મૈલ ૧૫ શ્રી ભુસાવળજંકસને જવું ભાડું રૂ. ૦-૨-૦

## ૨૯ ભુસાવળ.

મોટુ જંકશન છે ગામ રમણીક છે વેપારનું મથક છે અહીંથી એક ગાડી ખંડવાથી જબલપુર તરફ જાએ છે તથા બીજી નાગપુરથી કલકત્તે જાએ છે આપણને નાગપુર લાઇનમાં જવું છે દેરાશર છે ઉતરવાની જગ્યા છે અહીંથી મૈલ ૩૨ શ્રી મલકાપુર જવું ભાડું રૂ. ૦-૫-૦ છે

## ૩૦ મલકાપુર.

દેરાસર તથા ઉતરવાની જગા છે, ગામ રમણીક છે જણશ વસ્ત સર્વે મલે છે અહીંથી રેલ માર્ગ મૈલ ૨૫ જંલમ જંકસન જવુ ભાડું રૂ ૦-૩-૦ ત્યાંથી મેલ ૮ શ્રી ખામગામ જવુ ભાડુ રૂ. ૦-૧-૬

## ૩૧ શ્રી ખામગામ

દેરાશર તથા ઉતરવાની જગા છે જૈન લાયબ્રેરી છે જણશ સર્વે મલે છે ગૌશાલા છે અહીંથી પગરસ્તે મૈલ ૯ શ્રી બાલાપુર જવું.

## ૩૨ બાલાપુર.

દેરાશર ત્રણ તથા ધર્મસાલા તથા જૈન લાયબ્રેરી છે અહીંથી પગરસ્તે શ્રી સીરપુર જવું.

## ૩૩ સીરપુર (શ્રી અંતરીક્ષજી તીર્થ.)

પ્રાચીન મોટું દેરાસર છે, તેના ભોંયરામાં ચમત્કારી પવાસણથી હાલ અંગલુહાણા પ્રમાણ અધર શ્રી અંતરીક્ષ પાર્શ્વનાથ ભગવાનની અલૌકીક વાલુની મોટી અવગાહનાની મુર્તી છે, તળાવમાંથી સ્વપ્ન દેઇને મુર્તી પ્રગટ થઇ હતી, અગાઉ ભાલાસુધાં સવાર નીચેથી જતો એટલી અધર મુર્તી હતી, કાળ દોષે કરી પદ્માસનની નીચેથી અંગલુહણું નીકળી શકે છે, વરાડ દેશમાં આ મોટું તીરથ છે, આ તીરથ પ્રતિમાજીનું મહાત્મ્ય આ પુસ્તકમાં આગળ આપ્યું છે તેથી વાકેફ થવું, ધરમશાળા છે, કારખાનું ભંડાર છે, જણુસ મળે છે, અહીંથી પગરસ્તે વાશીમ જવું,

## ૩૪ વાશીમ.

દેરાશર તથા ઉતરવાની જગા છે, જણુશ સર્વ મળે છે ગામ રૂડું છે અહીંથી પગરસ્તે શ્રી તેલારા જવું.

## ૩૫ તેલારા.

દેરાશર હેમણા ગુલાબચંદ હરખચંદે બંધાવેલ છે તથા ધર્મશાળા છે જૈનશાળા છે અહીંથી ગાઉ ૮ શ્રી શેગામ જવું પગરસ્તે.

## ૩૬ શેગામ.

દેરાશર નવીન બંધાયલ છે થોડા વખતમાં પ્રતિષ્ટા થશે ઉતરવાની જગા છે જણુશ મળે છે અહીંથી રેલ માર્ગે માઇલ ૨૩ શ્રી આકોલે જવું, ભાડું ૨ ૦–૨–૦

## ૩૭ આકોલા.

દેરાસરો બે છે તથા ધર્મશાળા છે જણુશ મળે છે હમણાજ પ્રતિષ્ઠા થઇ છે ગામ જોવાલાયક છે અહીંથી રેલ મારગે માઇલ ૧૯ શ્રી મુર્તીઝાપુર જવુ ભાડુ ૨ ૦–૩–૦

### ૩૮ મુર્તીઝાપુર.

દેરાશર તથા ઉતરવાની જગા છે જણુસ મળે છે. અહીંથી પગ રસ્તે ગાઉ ૧૦ શ્રી કારંજા શહેર જવું.

### ૩૯ કારંજા.

દેરાસર તથા ઉતરવાની જગા છે જણુશ મળે છે અહીંથી પાછા મુર્તીઝાપુર આવવું ત્યાંથી રેલ મારગે માઇલ ૨૭ શ્રી બદનેરે જંકશન જવું ભાડું રૂ ૦-૫-૦ રેલ મારગે માઇલ ૬ ભાડું રૂ ૦-૧-૦ ત્યાંથી ઊમરાવતી જવું.

### ૪૦ ઊમરાવતી.

દેરાસરો બે તથા ધર્મશાળા છે સર્વે જણુશ મળે છે અહીંથી પગ રસ્તે ગાઉ આઠ બજારની ચાંદુર ગામે જવું.

### ૪૧ બજારની ચાંદુર.

દેરાસર તથા ધરમશાળા છે. જણુશ સરવે મળે છે અહીંથી ગાઉ ૭ એલચપુર જવું.

### ૪૨ એલચપુર.

દેરાસર તથા ધરમશાળા છે જણુશ સરવે મળે છે અહીંથી માઇલ ૭ બેલગાડીએ મુક્તાગિરિના પહાડ છે ત્યાં જવું ત્યાં વેરાન છે માટે જોઇતો સરસામાન સાથે લઇ જવું.

### ૪૩ મુક્તાગિરિ પાહાડ.

પાહાડની નીચે તલેટીમાં ધરમશાળા તથા દેરાસર આપણું (શ્વેતાંબરી) તથા દીગંબરી ભેગા જેવું છે. અર્થાત બંનેની પ્રતિમાઓ તેમાં છે, ત્યાંથી ઉપર ડુંગર ઉપર ગાઉ સવા જવાનું છે, ત્યાં દેરાસર તથા મરચો છે આ તીરથ શ્વેતાંબર તથા ડીગંબર બંને પુજે છે. ચૈત્રમાસમાં ડુંગર ઉપર કેશરના છાંટા પડે છે એવું કહેવામાં આવે છે.

અહીંથી પાછું એલચપુર આવીને સડકે થઇને સીધા ઉમરાવતી આવવું. ઉમરાવતીથી રેલ મારગે માઇલ ૩૪ શ્રી ધામણગામ જવું.

## ૪૪ ધામણગામ.

ઘરદેરાસર છે જણુશ મળે છે અહીંથી માઇલ ૧૨ શ્રી પુલગામ જવું ભાડું રૂ ૦–૨–૦

## ૪૫ પુલગામ.

ઘરદેરાસર છે તથા જણુશ મળે છે અહીંથી પગ રસ્તે શ્રી આરવી જવું.

## ૪૬ આરવી.

ઘરદેરાસર છે જણુશ મળે છે અહીંથી પાછા પુલગામ આવી ત્યાંથી માઇલ ૧૯ શ્રી વરધા જંકશન જવું ત્યાંથી શ્રી હીંગણઘાટ જવું.

## ૪૭ હીંગણઘાટ.

ઘરદેરાસર છે જણુશ મળે છે અહીંથી પાછા વરધે આવી ત્યાંથી માઇલ ૫૮ શ્રી નાગપુર જવું. ભાડું રૂ ૦–૮–૦

## ૪૮ શ્રી નાગપુર.

દેરાસર બે તથા ધરમશાળા છે ગામ જોવાલાયક છે જણુશ સરવે મળે છે અહીંથી માઇલ ૯ શ્રી કામ્પટીની છાવણી જવું ભાડું રૂ ૦–૨–૦

## ૪૯ કામ્પટી.

દેરાસર બે છે ઉતરવાની જગા છે જણુશ સરવે મળે છે અહીંથી માઇલ ૭૨ શ્રી ગુધીઆ જવું ભાડું રૂ ૦–૧૨–૦

## ૫૦ ગુધીઆ.

ઘરદેરાસર સારી વ્યવસ્થાવાળું છે જણુશ મળે છે ઉતરવાની જગાની સગવડ બની શકે છે અહીંથી માઇલ ૬૫ શ્રી રાજનંદગામ જવું. ભાડું રૂ ૦–૧૧–૦

## ૫૧ રાજનંદગામ.

દેરાસર તથા ઉતરવાની જગા છે જણશ મળે છે અહીંથી માઈલ ૪૨ શ્રી રાયપુર જવું ભાડું રૂ ૦-૭-૦

## પર રાયપુર.

દેરાસર તથા ધરમશાળા છે જણશ સરવે મળે છે અહીંથી આશાનસોલ જંકશને થઈને ગ્રેન્ટી સ્ટેશને જવું, માઇલ ૫૧૪ ભાડું રૂ ૫-૮-૦

## ૫૩ ગ્રેન્ટી.

સ્ટેશન નજીક શહેરમાં ધર્મશાળા તથા દેરાસર છે બેલગાડી વગેરે સ્વારી બધી મળે છે જણસ સર્વે મળે છે પગ રસ્તે સડકે ગાઉ પાંચ વરાકટનદી જવું

## ૫૪ વરાકટનદી.

વરાકટનદીની પાસે થોડે દુર નાનું ગામડું છે વરાકટનદીને શાસ્ત્રમાં રિજુવાલુકા નદી તીર્થ કહેલું છે, દેરાશર ધર્મશાળા છે અહીં ચોવીસમાં ભગવાનનું કેવળજ્ઞાન કલ્યાણક થયેલું છે જણસ મળે છે. અહીંથી પગ રસ્તે સડકે ચાર ગાઉ મધુવન જવું.

## ૫૫ મધુવન (સમેત શીખરની તલેટી.)

ધર્મશાળાઓ બે મોટી છે, વરાકટ નદીથી આવતાં રસ્તા ઉપરની ધર્મશાળાના દરવાજા સામે વડના ઝાડ નીચે અધિષ્ટાતાનું ચમત્કારીક મંદીર છે. પાછળની મોટી ધર્મશાળામાં કારખાનું ભંડાર વિગેરે છે. ત્યાંથી થોડે દુર નાનું ગામડું છે. જણસ મળે છે. સામળાજી તેવીસમા ભગવાનનું તથા બીજા ૭ મળી સાત દેરાસરો છે. ધરમશાળાની પાસે થોડે દુર સમેતશીખરજી તીર્થના પાહાડની સીમા છે. ત્યાંથી પહાડને વધાવીને તથા ડુંગરની પુજા કરીને દુધની ધારા દેતા, ધુપ-

ઉખેવતા, વાજીંત્ર વગાડતા ચઢી યાત્રા કરવાની રીતી છે. ડોળી મળી શકે છે.

## ૫૬ સમેતશીખરજી તીર્થ.

(૧) ડુંગર ઉપર ચઢતા એક ગાઉ પર ગંધર્વનાલું છે, ત્યા ધરમશાળા છે. જાત્રાળુઓને સંઘ તરફથી ભાતું આપવામાં આવે છે. ખાવા પીવાનું અહીં બની શકે છે. ઉપર પુજાની સામગ્રી શિવાય બીજી કાંઇ ચીજ લઇ જવાતું નથી. ત્યાંથી ઉપર ચઢવાના બે રસ્તા છે. તેમાંઃ—

(૨) ખોદેલા અક્ષરનો પથર ઝાડે લગાવેલો છે. તે ડાબા હાથ તરફને રસ્તે પગડંડે જવું. જમણા હાથ તરફના સડકને રસ્તે જવું નહીં.

(૩) ગાઉ ૧ ઉપર સીતા નાલામાં હમેશાં પાણી વહે છે. ત્યાં અધિષ્ટાતાનું સ્થાન છે. તેની પૂજા કરીને ઉપર જવું.

(૪) આ ડુંગરપર છવીસ ટુંક જુદે જુદે સ્થળે છે, બીજા, ત્રીજા, ચોથા, પાંચમા, છઠ્ઠા, સાતમા, આઠમા, નવમા, દસમા, અગીઆરમા. તેરમા, ચૌદમાં, પંદરમા, સોળમા, સતરમા, અઢારમા, ઓગણીસમાં, વીસમાં, એકવીસમાં, અને તેવીસમાં, એ રીતે ૨૦ ભગવાનના વીસે મોક્ષ કલ્યાણક આ તીરથપર થયા છે. તે તે સ્થળે ગુમટીઓમાં પ્રાચીન ચરણોની વીસે સ્થાપનાઓ છે અને પહેલાં, બારમાં, બાવીસમાં અને ચોવીસમાં ભગવાનના ચરણોની સ્થાપના બીજી ચાર ગુમટીઓમાં છે તે નવી છે ગાૈતમસ્વામીના ચરણની સ્થાપના એક ગુમટીમાં છે. છવીસમાં ટુંકે તેવીસમાં ભગવાનના પ્રાચીન ચરણ છે અને દેરાસર નવુ બંધાયું છે. ત્યાં ઓણુસાલ પ્રતિષ્ઠા થઇ છે એને મેઘાડંબરની ટુંક કહેવાય છે, ટુંકોમાં દરશન કરવા જતાં, ફરતાં વચમાં ૧૬ મી ટુંકે તેવીશમાં ભગવાનનું ઘણું વિશાળ દેરાસર છે. એને ઝુરમંઠનું દેરૂ કહેવાય છે.

(૫) કલમ ૩માં બતાવ્યા પ્રમાણે અધિષ્ઠાતાના સ્થાનકથી સીધો વચલા મોટા દેરાસરે જવાનો રસ્તો છે. પણ બધી જાત્રા કરનારને ત્યાં પહેલાં જઇ પછી બધા મુળ કલ્યાણક સ્થળે કે જ્યાં ગુમટીઓમાં ચરણોની સ્થાપના કરેલી છે ત્યા દરશન કરવા ફરી વળવાનું અનુકુળ આવે તેમ નથી કારણ કે તેની બંને બાજુએ ઉપર નીચે તે આવેલ છે. માટે પ્રથમ નીચે કલમ છમાં બતાવ્યું તે મુજબ સર્વે ટુંકોની જાત્રા કરવી. આવી તમામ જાત્રાઓ થઇ ગયા પછી વધારે રહેવાનું હોય અને થોડો અવકાશ હોય તો આ કલમમાં બતાવ્યા મુજબ સીધા ફક્ત મોટા દેરાસરમાં દરશન કરી આવવું. પરંતુ બધી જાત્રા થાય એજ વિશેષ લાભ દાયક છે.

(૬) કલમ ૩ માં બતાવ્યા પ્રમાણે અધિષ્ઠાતાના સ્થાનકથી પૂર્વ દીશાના રસ્તે ઉપર જતાં નીચે બતાવ્યા અનુક્રમ પ્રમાણે સર્વે સ્થાનકે દરશન થઇ શકે છે.

દેરી પહેલી—કુંથુનાથ (૧૭મા) ભગવાનના ચરણ.
દેરી બીજી—નમીનાથ (૨૧મા) ભગવાનના ચરણ.
દેરી ત્રીજી—અરનાથ (૧૮મા) ભગવાનના ચરણ.
દેરી ચોથી—મલ્લિનાથ (૧૯મા) ભગવાનના ચરણ.
દેરી પાંચમી—શ્રીશ્રેયાંસનાથ (૧૧મા) ભગવાનના ચરણ.
દેરી છઠ્ઠી—સુવિધિનાથ (૯મા) ભગવાનના ચરણ.
દેરી સાતમી—પદ્મપ્રભુ (૬ઠા) ભગવાનના ચરણ.
દેરી આઠમી—મુનીસુવ્રત સ્વામી (૨૦મા) ભગવાનના ચરણ અહીં સુધી આવતાં થોડી ઉંચી નીચી ચઢ ઉતર રસ્તાની આવે છે, અહીંથી નીચેને રસ્તે ઉતરી પાછુ અડધો ગાઉ ડુંગર ઉપરના ચઢાણમાં જવાનું છે, આ ચઢાવ કઠણ છે ત્યાં આગળ.

દેરી નવમી—ચંદ્રપ્રભુ ( ૮મા ) ભગવાનના ચરણ અહીંથી પાછું થોડું નીચે આવી ઉપરના વચલી બાજુના રસ્તે જતાં,
દેરી દશમી—આદીનાથ ( ૧લા ) ભગવાનના ચરણ.
દેરી અગીઆરમી—શીતલનાથ ( ૧૦મા ) ભગવાન ચરણ.
દેરી બારમી—અનંતનાથ ( ૧૩મા ) ભગવાનના ચરણ.
દેરી તેરમી—સંભવનાથ ( ૩જા ) ભગવાનના ચરણ.
દેરી ચૌદમી—વાસુપૂજ્યજી (૧૨ મા) ભગવાનના ચરણ.
દેરી પંદરમી—અભીનંદન સ્વામી (૪ થા) ભગવાનના ચરણ.
સોળમું—દેરાસર મોટું પાર્શ્વનાથજી (૨૩ મા) ભગવાનનું તેમાં પ્રાચીન ઘણી પ્રતિમાજી બીરાજમાન છે, ધરમશાળા છે, સેવા પૂજા માટે પાણીની જોગવાઇ અહીં થાય છે (મળે છે) અને પૂજાની સામગ્રી મળે છે અહીઆં જળકુંડ છે તેમાંથી પાણી લેવામાં આવે છે. ઘણી અગત્ય હોય અને ઉતરી શકાય તેમ ન હોય તો અહીં ધરમશાળામાં રાત્રે રહી શકાય તેમ છે પરંતુ સર્વ આશાતના ટાળવી જોઇએ ખાવાપીવા વીગેરે બની શકતું નથી. બનતાં સુધી સર્વે નીચેજ આવે છે, (આ દેરૂં ડુંગરના પાછળના ભાગમાં દોલાણમાં છે) ત્યાંથી પાછું ઉપરને રસ્તે આથમણી બાજુ જવું.
દેરી સત્તરમી—ગૌતમસ્વામી ગણધર ભગવાનના ચરણ,
દેરી અઢારમી—ધર્મનાથ (૧૫ મા) ભગવાનના ચરણ,
દેરી ઓગણીસમી—સુમતીનાથ (૫ મા) ભગવાનના ચરણ,
દેરી વીશમી—શાન્તિનાથ (૧૬ મા) ભગવાનના ચરણ, અહીંથી ઊંચાણને રસ્તે થઇ ઉગમણું જવું.
દેરી એકવીસમી—મહાવીરસ્વામી (૨૪ મા) ભગવાનના ચરણ,

દેરી બાવીશમી–સુપાર્શ્વનાથ (૭ મા) ભગવાનના ચરણ,
દેરી તેવીશમી–વીમલનાથ (૧૪ મા) ભગવાવના ચરણ. અહીંથી પાછુ
નીચે તેજ રસ્તે મહાવીરસ્વામીની એકવીશમી દેરીથી
થોડા આગળ આવી પાછુ ઉપરને રસ્તે આયમણા જવું.
દેરી ચોવીશમી–અજીતનાથ (૨ જા) ભગવાનના ચરણ,
દેરી પચીશમી–નેમિનાથજી (૨૨ મા) ભગવાનના ચરણ,
દેરી છવીશમી–હાલ મોટું દેરાસર બંધાયું છે. પાર્શ્વનાથ (૨૩ મા)
ભગવાનના પ્રાચીન ચરણ તથા બિંબાદિ.

અહીંથી નીચેને રસ્તે થઇ સરકારી બંગલા આગળથી સડકે થઇ નંબર ૧ મા બતાવેલી ભાતું આપવામાં આવે છે તે ધરમશાળાએ આવવું. ત્યાંથી પાછુ મધુવનની ધરમશાળાએ મધુવન આવવું.

(૭) આ તીર્થના ડુંગરની પ્રદક્ષિણા ગાઉ ૧૨ ની એ થાય છે, જાત્રાળુએ ડુંગરપર પગરખાં પહેરી જવું નહીં અનુચિત છે. કારણ કે સમસ્ત પાહાડ કાંકરે કાંકરો પૂજનીક છે, સર્વ રીતનો વિનય સાચવવાની રીતી છે, ડુંગરપર રાત્રે રહેવાનો અસલથી વ્યવહાર નથી.

અહીંથી મધુવન થઇ ગીરી સ્ટેશને થઇ રેલ મારગે શ્રી લખેસરાઇ જવું. લખેસરાઇથી માઇલ ૨૦ થી સુકામા સ્ટેશન જવું. રૂ. ૦–૩–૩ ત્યાંથી ગંગામાં સ્ટીમેરે થઇને રેલ મારગે દરભંગે થઇ સીતામડી સ્ટેશને જવું. માઇલ ૧૦૨ ભાડું રૂ-૧–૨–૦ (સીતામડી ન જવું હોય તો ભાગલપુર રેલ મારગે જવું).

## સમતસીખરજીની પંચતીર્થી.

### પછ સીતામડી.

શાસ્ત્રમાં આ (સીતામડી)ને મિથિલા નગરી તીર્થ કહ્યું છે. અહીં શ્રીમલ્લીસમા ભગવાનના ૪ તથા શ્રીનમીસમા ભગવાનના ચાર (ચ્યવન,

જન્મ, દીક્ષા અને કેવળ) મળી ૮ કલ્યાણક થયેલાં છે. હાલમાં તીર્થ વિચ્છેદ છે, ખેત્ર ફરસના થાય છે. સ્થાનાદિક ત્યાં કાંઇ પણ નથી. અગાઉ દેરાસરમાં ચરણ હતા, તે કારણ વસે કરીને ભાગલપુરના દેરાસરજીના ખુણામાં બિરાજમાન કરેલા છે. શેહેરમાં ધરમશાળા છે જણસ મળે છે. અહીંથી પાછા રેલ મારગે દરભંગા થઇ સ્ટીમરમાં મકામા થઇ રેલ ગાડીએ લખેસરાઇ જવું કુલ ૧૩૦ માઇલ ભાડું રૂ ૧-૭-૯.

લખેસરાઇથી રેલ મારગે ૬૧ માઇલ ભાગલપુર સ્ટેશન જવું. ભાડું રૂ ૦-૧૩-૦

## ૫૮ ભાગલપુર.

બજારમાં દેરાસર તથા ધર્મશાળા છે. અહીં દેરાસરમાં ઉત્તર બાજુના ખુણામાં શામ કસવટી ( કસોટી ) પાષાણના બેવડા ચરણની સ્થાપના છે. એ ચરણ પ્રાચીન ખાસ મીથીલાજી તીર્થના છે. કારણ પ્રસંગે અહીં સ્થાપના કરેલી છે. સરવ જણસ મળે છે. અહીંથી પગ રસ્તે બે ગાઉ નાથ નગર શહેરમાં જવું.

## ૫૯ નાથ નગર ( ચંપાપુરી તીર્થ )

ચંપાપુરી નગરી તીર્થ છે, હાલ એને નાથનગર કહે છે. ધરમશાળા તથા દેરાશર બારમા ભગવાનનું છે. એમના ચવન, જન્મ, દીક્ષા, કેવળ અને મોક્ષ એ પાંચે કલ્યાણક અહીં થયેલાં છે. પાંચે કલ્યાણના ચરણોની સ્થાપના દેરાસરમાં છે. ધર્મશાળાની પાસે ચંપાનાલા વહે છે, અહીંથી પાછું ભાગલપુર પગ રસ્તે આવવું.

ભાગલપુરથી રેલ માર્ગે નલહટી જંકશન સ્ટેશને આવી ત્યાંથી બીજી રેલ ગાડીએ બેસી અજીમગંજ જવું. ૧૪૭ માઈલ ભાડું રૂ. ૧-૧૪-૯.

---

### ૬૦ અજીમગંજ.

બજારમાં ધરમશાળા છે તથા નજીકમા દેરાસરો ૬ છે, તથા રામ બાગમાં દેરાશર એક છે. જણસ સર્વ મળે છે.

અહીંથી ગંગાપાર અડધો કોસ નાવમાં બેસી બાલુચર જવું.

### ૬૧ બાલુચર (મુરશીદાબાદ).

દેરાસરો ચાર તથા તેની સાથે ધરમશાળા પણ ચાર છે. જણસ સર્વ મળે છે. અહીંથી પગ રસ્તે એક ગાઉ કીરતબાગ જવું.

### ૬૨ કીરતબાગ.

ધરમશાળા તથા દેરાસર છે. અહીંથી ગાઉ બે પગ રસ્તે કઠગોલા ગામ જવું.

### ૬૩ કઠગોલા.

ધરમશાળા તથા દેરાસર છે. અહીંથી ગાઉ પાંચ પગ રસ્તે કાસમ બજાર ગામ જવું.

### ૬૪ કાસમ બજાર.

દેરાસર તથા ધરમશાળા છે, જણસ મળે છે. અહીંથી પાછા પગ રસ્તે બાલુચરમાં આવી નાવમાં બેસી ગંગા ઉતરીને અજીમગંજ શહેરમાં પાછા આવવું.

અજીમગંજથી માઇલ ૨૮ રેલ માર્ગે નલહટી જંકશન સ્ટેશને આવી ત્યાંથી બીજી રેલમાં બેસી માઇલ ૧૪૫ કલકત્તા શહેર જવું. કુલ ભાડું રૂ. ૨-૪-૦.

### ૬૫ કલકત્તા.

શહેર ઘણું મોટું સાત લાખ માણસની વસ્તીનું ઇંગ્રેજ સરકારનું પાટ નગર જોવા લાયક છે. શહેરમાં ધરમશાળા ૧ બાંસતલ્લા નંબર ૫૯ માં છે. તથા બડા બજાર અરીયુના ચોરસ્તાપર કોળમાં ભગવાનનું

દેરાસર છે. અહીંથી શહેરમાં ને શહેરમાં ગાઉ ૧ માણિકતલા સ્ટ્રીટ હોલસી બગાનમાં શ્રી દાદાજીના બગીચામાં દાદાજીનું સ્થાન તથા ધરમશાળા તથા ચોવીસમા ભગવાનનું દેરાસર છે. તેની પાસે બીજું રાવબાહાદુર કાળીકાદાસ બદ્રીદાસજીના બગીચામાં દસમાં ભગવાનનું દેરાસર ઘણું રમણીય રંગબેરંગી કારીગરીનું છે તેની પાસે બીજું નવું દેરાસર છે, કુલ ધરમશાળા બે તથા દેરાસર ચાર છે.

અહીંથી આગબોટ દરીયા માર્ગે બ્રહ્મદેશમાં આવેલા રંગુન શહેરમાં આઠ દીવસે જવાય છે.

## ૬૬ રંગુન.

દેરાસર તથા ઉતરવાની જગા છે. માણેક પાના તથા ચોખા વિગેરે અનાજના વેપારનું મોટું મથક છે.

અહીંથી પાછા આગબોટ રસ્તે કલકતે આવવું.

કલકતેથી રેલગાડીએ માઇલ ૧૮૩ મધુપુર જંકસન સ્ટેશન આવવું. ભાડું રૂ. ૨–૬–૩ છે ત્યાંથી બીજી રેલ ગાડીએ માઇલ ૨૩ ગ્રેટી સ્ટેશન જવું. ભાડું રૂ. ૦–૫–૬. અહીંથી રેલ માર્ગે લખેસરાઇ જવું ત્યાંથી પગ રસ્તે ગાઉ ત્રણ કાકંદી નગરી જવું.

## ૬૭ કાકંદી નગરી.

તીર્થ છે. નવમા ભગવાનનું દેરાસર તથા ધરમશાળા છે, નવમાં ભગવાનના ચ્યવન, જન્મ, દીક્ષા અને કેવળ, એમ ચાર કલ્યાણક થયા છે. ગામમાં જણસ મળે છે. અહીંથી પગ રસ્તે લછુવાડ ગામ ૭ ગાઉ જવું.

## ૬૮ લછુવાડ ગ્રામ.

ધરમશાળા તથા દેરાસર છે, જણસ મળે છે, ત્યાંથી એક ગાઉ પાહાડ ઉપર ક્ષત્રીકુંડ નગર તીર્થ જવું, તલાટી એક ગાઉ સુધી બેલ ગાડી જાય છે, ખાવા વીગેરે જણસ સાથે રાખી પાહાડ પર જવાય છે.

## ૬૯ ક્ષત્રીકુંડ નગર (પાહાડ),

તલેટી પાહાડ પર એક ગાઊ ક્ષત્રીકુંડ નગર તીર્થ છે. અગાઊ શહેર હતું હાલ ફક્ત પાહાડ છે. ચોવીશમા ભગવાનના ચ્યવન, જન્મ અને દીક્ષા, એ ત્રણ કલ્યાણક અહીં થયેલાં છે, જન્મ પાહાડ ઉપર પાહાડની ઢોલાણમાં નદી છે તે નદી કીનારે, ચ૦ દિ૦ સ્થાનકે મોટુ દેરાસર બાંધેલું છે. જાત્રા કરીને પાછુ એક ગાઊ લછુવાડ ગામ આવવું. પાહાડ ઊપર રહેવાની જગા નથી, તેમજ જંગલ હોવાથી રાત્રિ રહી શકાય તેમ નથી.

લછુવાડ ગામથી પગ રસ્તે ૧૦ ગાઊ લખેસરાઇ જવું. ત્યાંથી માઇલ ૪૩ નલદા સ્ટેશને જવું ભાડું રૂ ૦-૭-૩ ત્યાંથી અડધા ગાઊ ગુણાવા જવું.

## ૭૦ ગુણાવા (ગુણસીલ ચૈત્ય-વન).

આને ગુણાવાગામ યાને ગુનાએજી કહે છે. શાસ્ત્રમાં એને ગુણશીલ ચઇત્ય કહ્યુ છે, ચોવીશમા ભગવાને અહીયાં ૧૪ ચોમાસા કરયા હતા તેથી તીરથ છે; તળાવના વચમાં દેરાસર છે અને કીનારાપર ધરમશાળા છે. જણસભાવ મળે છે અહીંથી ત્રણ ગાઊ બડગાંવ જવુ.

## ૭૧ બડગાંવ (ધનવર ગુબ્બર ગામ).

શાસ્ત્રમાં એને ધનવર ગુબ્બર ગામ કહ્યુ છે. આ શ્રી ગૌતમ સ્વામીનું જન્મસ્થાન હોવાથી તીર્થ છે, ધરમશાળા તથા દેરાસર છે. પરંતુ તેમાં એક ખુણામાં ચોવીસમા ભગવાનની આપણી શ્વેતાંબર પ્રતિમાજી સિવાય બીજી બધી બોધ મતની મુર્તીઓ બેસાડી દીધેલી છે જણસ મળે છે. અહીંથી રાજગ્રહી જવું.

## ૭૨ રાજગ્રહી નગરી.

શહેરમાં દેરાસર તથા ધર્મશાળા છે, સર્વ જણસભાવ મળે છે,

શહેરથી ગાઉ એક પાંચ પાહાડ પર તીર્થો છે, એ પાચે પાહાડ નજીક નજીક છે. દરેક પાહાડનો ચઢાવ ગાઉ દોઢ બેનો છે, ઉપર ચઢવાનો રસ્તો વીકટ છે. પાહાડપર જવાને ડોલી મળે છે, શેહેરમાં કારખાનું છે ત્યાંથી પાહાડપર જતાં ચોકીવાળા મળે છે તે લઇને જવું. ખાવાનું સાથે રાખી જવાય છે. રાત્રે ત્યાં રહેવાતું નથી, વીપુલાચલ પાહાડપર વીસમા ભગવાનનાં કલ્યાણક થયેલ છે. અને વૈભારગિરિ પાહાડપર ચોવીસમા ભગવાનના ૧૧ ગણધર મહારાજ મોક્ષ ગયેલા છે, પાહાડોની નીચે ઘણા સ્થાન છે. રાજા શ્રેણીકનો સોન ભંડાર, શાલિભદ્રજી નીરમલ કુવ વિગેરે છે ત્યાં જતાં પ્રથમ ગાઉ એક ઠંડા તથા ગરમ પાણીના કુંડ છે ત્યાં આગળ થઇને વીપુલાચલ પાહાડ ઉપર ચડવું.

## ૭૩ વિપુલાચલ પાહાડ.

(૧) ઉપર દેરાસર તથા દેરીઓ છે. ત્યાંથી તેના લગતા ૨ જા રત્નાગિરિ પહાડ ઉપર જવું.

## ૭૪ રત્નાગિરિ પાહાડ.

(૨) ઉપર દેરાસર તથા દેરીઓ છે, ત્યાંથી નીચે ઉતરી ૩ જા ઉદયગિરિ પહાડ ઉપર જવું.

## ૭૫ ઉદયગિ ર પાહાડ.

(૩) ઉપર દેરાસર તથા દેરીઓ છે, ત્યાંથી નીચે ઉતરીને ૪ થા સુવર્ણગિરિ પાહાડપર જવું.

## ૭૬ સુવર્ણગિરિ પાહાડ.

(૪) ઉપર દેરાસર તથા દેરીઓ છે. ત્યાંથી નીચે ઉતરી ૫ મા વૈભારગિરિ પાહાડપર જવું.

## ૭૭ વૈભારગિરિ પાહાડ.

(૫) ઉપર દેરાસર તથા દેરીઓ છે. અહીંથી પગ રસ્તે પાવાપુરી જવું.

## ૭૮ પાવાપુરી.

તીર્થ છે, ગામમાં ધર્મશાળા તથા દેરાસર છે, જણસભાવ મળે છે. ગામથી પુર્વબાજુ પા ગાઉ પર પ્રાચીન સમવસરણ જેને હરતપાલ રાજાની સુકલશાલા શાસ્ત્રમાં કહે છે, ત્યાં ચોવીસમા ભગવાનના અંત વખતે દેવતાઓએ સમવસરણની રચના કરી હતી. સોળ પહોર દેશના દેઇને ભગવાન મુકતી પધારયા હતા. વળી ગામની પાસે તળાવમાં દેરાસર ૧ ચોવીસમાં ભગવાનનું છે, જેને જલ મંદીરજી (દેરાસરજી) કહે છે એ જમાએ ભગવાનને અગ્નિ સંસ્કાર ઇંદ્રોએ કરાવ્યો હતો. અહીં ચોવીસમા ભગવાનનું ૧ મોક્ષ કલ્યાણક થયું છે. તળાવના કીનારાપર એક બીજુ દેરાસર છે તેની બાજુમાં સમવસરણ નવું બંધાવેલું છે, તેમાં પ્રાચીન સમવસરણના ચરણો (પગલાં) લાવીને સ્થાપન કરેલાં છે કુલ દેરાસર ૩ તથા સમવસરણ મળી ચાર છે. અહીંથી પગરસ્તે ગાઉ ૩ પગરસ્તે વિશાલા નગરી જવું.

## ૭૯ વિહાર. (વિશાલા નગરી)

આ શહેરને શાસ્ત્રમાં વિશાલા નગરી કહે છે, લાલબાગમાં ધર્મશાળા તથા દેરાસર ૧ તથા બીજુ દેરાસર એક પાડ બજાર મેથીયાન મહેલ્લામાં મળી દેરાસરો બે છે. અહીંથી ગાઉ દશ પગ રસતે બખતીયાંપુર જવું શહેરમાં ધરમશાળા છે. ત્યાંથી માઇલ ૨૨ રેલ મારગે શ્રી પટણા જવું ભાડું ૨ ૦-૩-૦

## ૮૦ પટણા.

સ્ટેશનથી અડધો ગાઉ શહેર છે, ચોક બજાર બારેની ગલીમાં ધર્મ- શાળા તથા દેરાસર છે. સવ જણસ ભાવ મળે છે, અહીંથી બે ગાઉ પગ રસ્તે કવલદ્રહ જવું.

## ૮૧ કવલ દ્રહ.

સુદર્શન શેઠ કે જેના શીલ મહાત્મ્યથી સુળીનું સિંહાસન થયુ હતું

તેમનું સ્થાન મોજુદ છે. એને કવલદ્રહ કહે છે. અહીંથી પટણા પાછું આવવું. ત્યાંથી પાડલીપુર જવું.

## ૮૨ પાડલીપુર.

એક ગાઉ બગીચામાં દાદાજીનું સ્થાન છે. શાસ્ત્રમાં એને **પાડલીપુર નગર** કહે છે. અહીં સ્થુલભદ્ર તથા કોસ્યાવેસ્યા થયા હતાં પાછું પટણા જવું. ત્યાંથી બાકીપુર જંકશન મૈલ ૭ જવું ભાડું રૂ. ૦-૧-૩ બાકીપુરથી માઇલ ૫૭ ગયાજી જવું ભાડું રૂ ૦-૧૨-૦

ગયાજીથી પગ રસ્તે સડકે ૧૦ ગાઉ સહરઘાટી જવું પછી સડક નથી ત્યાંથી ૪ ગાઉ હન્ડરગંજ અને ત્યાંથી ૧ ગાઉ હટવરીયા ગામ જવું.

## ૮૩ હટવરીયા (ભદ્દિલપુર નગર).

શાસ્ત્રમાં આ સ્થાનને ભદ્દિલપુર નગર તીર્થ કહ્યું છે. દસમા ભગવાનનાં ચ્યવન, જન્મ, દીક્ષા અને કેવળજ્ઞાન, એમ ચાર કલ્યાણક અહીં થયાં છે. હાલ તીર્થ વિચ્છેદ છે. ખેત્ર ફરસના થાય છે. ગામની પાસે નાનો પાહાડ છે. તેના ઉપર દેરાસર છે તેમાં અગાઉ મૂર્તિ બીરાજમાન હતી પણ હાલમાં નથી, પથ્થર ઉપર પ્રાચીન લીપી પાલી અક્ષરથી-ઘણું લખેલું છે. જણસ ભાવ મળે છે. અહીંથી પાછું ઉપર મુજબના પગરસ્તે થઇ ગયાજી આવવું. ત્યાંથી માઇલ ૨૪૩ રેલમાર્ગે અલાહાબાદ જવું, ત્યાંથી પગરસ્તે પપોસા ગાવ ( કોસંબી નગરી ) જવું.

## ૮૪ પપોસા ગાંવ (કોસંબી નગરી).

જંગલ છે, અને શાસ્ત્રમાં કોસંબી નગરી તીર્થ કહ્યું છે. અહીં છઠ્ઠા ભગવાનના ચ્યવન, જન્મ, દીક્ષા અને કેવળ, એમ ચાર કલ્યાણક થયેલાં છે, હાલ તીર્થ વિચ્છેદ છે, ખેત્ર ફરસન થાય છે. જણસ કાંઇ મળતી નથી, જતાં રસ્તામાં બજાર આવે છે. ત્યાં નાના સરખા પાહાડ ઉપર ડીગંબરીના મંદીર છે, અને નીચે ધર્મશાળા છે, અહીંથી અલાહાબાદ જવુ.

## ૮૫ અલાહાબાદ (પ્રયાગ) (પુરંમતાલ તીર્થ).

શહેરમાં બજારની અંદર ઉતરવાને ઘણી ધર્મશાળાઓ છે, અહીંથી પગ રસ્તે બે ગાઉ ઉપર કીલ્લો છે; શાસ્ત્રમાં એને પુરમતાલ નગર તીર્થ કહ્યું છે. પહેલા ભગવાનનું કેવળજ્ઞાન કલ્યાણક અહીં થએલું છે. હાલ તીર્થ વિચ્છેદ છે, ક્ષેત્ર ફરસના થાય છે; કીલ્લાની અંદર ૧ તાખાના છે તેમાં સાદા પાષાણના મોટા ચરણ (પગલાં) રાખેલાં છે. તેના ઉપર કાંઇપણ લખેલું નથી તેમજ કાંઇ ચીન્હ પણ નથી, જ્ઞાની મહારાજ જાણે એ કેમ છે. પણ પંડયા લોકોના કહેવા મુજબ લોક એ ચરણના દર્શન વિગેરે કરે છે.

શહેરથી ત્રણ ગાઉ ઉપર પગ રસ્તે મુઠીગંજ છે.

## ૮૬ મુઠીગંજ.

ધરમશાળા તથા શીખરબંધ દેરાસર થયું છે પણ તેમાં પ્રતિષ્ઠા થયાનું જણાયું નથી. એને પ્રયાગજી પણ કહે છે. અહીંથી પાછું અલાહાબાદ આવવું. ત્યાંથી ૫૫ મેલ મીરજાપુર જવું ભાડું રૂ. ૦–૧૧–૬.

## ૮૭ મીરજાપુર.

સ્ટેશનથી અડધો ગાઉ શહેર છે. ભુટેનાથ મહાદેવની પાસે ધરશાળા તથા દેરાસરજી છે. બગીચામાં દાદાજીનું મંદીર છે. અહીંથી માઇલ ૪૦ ઇસ્ટઇંડીઆ રેલ માર્ગે મુગલસરાય જંકશન જવું ભાડું રૂ. ૦–૭–૯ ત્યાંથી માઇલ ૧૦ બનારસ જવું ભાડું રૂ. ૦–૨–૬.

## ૮૮ બનારસ (કાશી)

શહેરમાં સુતટોલેમાં ધર્મશાળા છે, રામઘાટ ઉપર શ્રી કુશલાજીનું મોટું દેરાસર ત્રેવીસમા ભગવાન શામળીયાજીનું છે તથા બીજાં ૮ મળી કરીને ૯ દેરાસરો છે. ચાર ભગવાનના સોળ કલ્યાણક અહીં થએલાં છે તે કલ્યાણક તીર્થ જુદે જુદે ઠેકાણે છે તેની વીગત. પગરસ્તે જવાય છે, ગંગાજીની નીચે રહે છે. શ્રી યશોવિજય જૈન સંસ્કૃત પાઠશાળા છે.

## ૮૯ શ્રી ભેલપુરજી.

૧ શ્રી ભેલપુરજી તીરથ ગાઉ ૧ છે. ધરમશાળા તથા દેરાસર છે, તેવીસમા ભગવાનના ચ્યવન, જન્મ દિક્ષા અને કેવળ એમ ચાર કલ્યાણક અહીં થયેલા છે, દાદાજીનું મંદીર છે, બજાર છે, ત્યાંથી ગંગાની તરફ થોડે દુર જવું.

## ૯૦ શ્રી ભદનીયજી.

૨ શ્રી ભદનીયજી તીર્થ છે, ધર્મશાળા તથા દેરાસર છે, સાતમા ભગવાનના ચ્યવન, જન્મ, દિક્ષા અને કેવળ, એમ ચાર કલ્યાણક અહીં થયેલાં છે, રાજા વછરાજનો પ્રસિદ્ધ ઘાટ તથા બજાર છે, અહીંથી ગાઉ ત્રણ પગરસ્તે જવું.

## ૯૧ શ્રી સીંધપુરજી.

૩ શ્રી સીંધપુરજી તીર્થ છે. ગામ છે, ધર્મશાળા તથા દેરાસર છે, અગીઆરમા ભગવાનના ચ્યવન, જન્મ, દિક્ષા અને કેવળ, એમ ચાર કલ્યાણક અહીં થયેલાં છે, અહીંથી પગરસ્તે ગાઉ ચાર ચંદ્રવતીજી જવું.

## ૯૨ શ્રીચંદ્રવતીજી.

૪ શ્રીચંદ્રવતીજી તીર્થ છે. ગામમાં ધર્મશાળા છે. ગંગા નદી ઉપર દેરાસર છે. આઠમા ભગવાનના ચ્યવન, જન્મ, દિક્ષા અને કેવળ, એમ ચાર કલ્યાણક અહીં થયેલાં છે.

ઉપરના ચારે તીર્થની જાત્રા તાકીદે કરવી હોય તો એક દીવસમાં થઇ શકે છે, અને થીરતા હોય તો રાત્રે રહી બે ત્રણ દીવસમાં કરાય છે.

અહીંથી પાછું ૭ ગાઉ બનારસ ( કાસી ) આવવું. અહીંની રાજઘાટ સ્ટેશનથી અયોધ્યાને સ્ટેશન જવું મૈલ ૧૧૯ ભાડુ રૂ. ૧-૧૩-૯ અહીંથી ગાઉ ૧ ગામ છે રાત્રે જવાતું નથી કેમ કે રસ્તો જંગલ છે તેથી ડર છે સ્ટેશન પર ધર્મશાળા તથા બજાર છે.

## ૯૩ અયોધ્યા.

ફરતરીના કટરા મહેલ્લામાં ધર્મશાળા તથા દેરાસરજી છે, સર્વ જણસ મળે છે, શાસ્ત્રમાં વિનીતા નગરી તીર્થ કહેલું છે તે આ અયોધ્યા કહેવાય છે, અહીં પહેલા ભગવાનના ચ્યવન, જન્મ અને દિક્ષા એ ત્રણ કલ્યાણક તથા બીજા, ચોથા, પાંચમા અને ચૌદમા ભગવાનના ચ્યવન, જન્મ, દિક્ષા અને કેવળ એમ ચાર ચાર મળી ૧૬ થઇ ઓગણીસ કલ્યાણક થયેલાં છે. અહીંથી બે ગાઉ ફૈઝાબાદ જવું.

## ૯૪ ફૈઝાબાદ.

દેરાસર તથા ધરમશાળા છે, બધી જણસ મળે છે: અહીંથી પગરસ્તે ગાઉ ત્રીસ સાવત્થીનગરી જવું.

## ૯૫ સાવત્થીનગરી ( ખેટમેટકાકીલા. )

શાસ્ત્રમાં સાવત્થીનગરી તીરથ કહેલું છે હાલ એને ખેટમેટનો કીલ્લો કહે છે. બલરામપુરના મહારાજાની રાજધાનીથી ગાઉ પાંચ જંગલમાં છે, કીલ્લામાં દેરાસર છે તેમાં અગાઉ પ્રતિમાજી હતા પણ હાલમાં નથી. તીરથ વિચ્છેદ છે. હાલ તો ક્ષેત્ર ફરસના છે, ત્રીજા ભગવાનના ચ્યવન, જન્મ, દિક્ષા, અને કેવળજ્ઞાન એ ચાર કલ્યાણક અહીં થયેલા છે, જણસ મળતી નથી જંગલ છે, અહીંથી ફૈઝાબાદ પાછુ પગરસ્તે જવું. ત્યાંથી મૈલ ૯ સોહાવલ સ્ટેશન જવું ભાડુ રૂ. ૦-૨-૩

સોહાવલ સ્ટેશનથી ગાઉ એક નવરાહી ગામ જવું, થોડી બેલગાડી મળે છે. રસ્તે જતાં ડર છે તેથી દીવસે જઇ શકાય છે, રાત્રે સ્ટેશનપર રહેવું પડે છે,

## ૯૬ નવરાહી.

શાસ્ત્રમાં શ્રી રત્નપુરી નામથી આ તીર્થ પ્રસિદ્ધ છે હાલમાં નવરાહી નામથી ઓળખાય છે. ગામમાં દેરાસર તથા ધરમશાળા છે, જણસ સરવે

મળે છે; પંદરમા ભગવાનના ચ્યવન, જન્મ, દિક્ષા, અને કેવળ એ ચાર કલ્યાણક અહીં થયેલાં છે, અહીંથી પાછા સોહાવલ સ્ટેશન જવું. ત્યાંથી મૈલ ૭૦ લખનોર જવું.

## ૯૭ લખનઉ.

સ્ટેશન ઉપર બજાર તથા ધરમશાળા છે, અહીંથી કોસ ૩ શહેર છે, રસ્તામાં જંગલ છે તેથી રાત્રે જઇ શકાતું નથી, દીવસેજ શહેરમાં જવાય છે, ગાડી મળે છે શહેરમાં સીંધીટોલે વગેરેમાં તથા અચીમાં દેરાસરો છે જણસ સરવ મળે છે, અહીંથી પાછું સ્ટેશનપર આવી રેલગાડીએ માઇલ ૪૬ કાનપુર જવું ભાડુ રૂ. ૦-૪-૯

## ૯૮ કાનપુર.

સ્ટેશનથી થોડે દૂર શહેર છે, ગાડી મલે છે, બજારમાં ધર્મશાળા † (સરાંય) તથા દેરાસર ૩ તથા એક બગીચામાં મળી ચાર દેરાસરો છે, સર્વ ચીજભાવ મળેછે, અહીંથી મૈલ ૮૬ ફરકાબાદ જવું ભાડુ રૂ. ૦-૧૪-૩

## ૯૯ ફરકાબાદ.

બજારમાં દેરાસર તથા ધર્મશાળા છે, સર્વ ચીજ મળે છે, અહીંથી માઇલ ૧૯ રેલ મારગે કાયમગંજ સ્ટેશને જવું ભાડુ રૂ ૦-૩-૯

કાયમગંજથી ગાઉ ૩ પગ રસતે કપીલાનગરી જવું.

## ૧૦૦ કંપીલા નગરી.

તીર્થ છે, દેરાસર તથા ધર્મશાળા છે. ત્રીજા ભગવાનના ચ્યવન, જન્મ, દિક્ષા. અને કેવળ એ ચાર કલ્યાણક થયાં છે, અહીંથી પાછું કાયમગંજ સ્ટેશન પગરસ્તે આવવું. અહીંથી મૈલ ૮૩ શ્રી હાથરસ જવું, ભાડુ રૂ. ૦-૧૩-૦ છે.

---

† આ જીલ્લામાં ધર્મશાળાને સરાય કહે છે.

## ૧૦૧ હાથરસ.

દેરાસર તથા ધર્મશાળા છે; સર્વ ચીજ મળે છે. અહીંથી માઇલ ૩૦) કાલકા રેલ ગાડીએ ટુંડલા જંકશન સ્ટેશને જવું. ભાડુ રૂ. ૦-૬-૦ ત્યાંથી ઇસ્ટ ઇન્ડીયા રેલ મારગે માઇલ ૧૬ આગ્રા જવું ભાડું ૦-૩-૦

## ૧૦૨ આગ્રા.

દેરાસરો ૪ છે, ધરમશાળા મોટા દેરાસરની પાસે છે ત્યાં ઉતરવું સ્ટેશન પાસે ધરમશાળામાં ઉતરવું અનુકુળ નથી. શહેર જોવા લાયક છે. જણસ સરવ મળે છે.

અહીંથી ઘણી રેલ ગાડીઓ જાય છે. દીલી રેલ ગાડીમાં બેસી માઇલ ૨૩ શકુરાબાદ જવું. ભાડુ રૂ. ૦-૫-૦ છે ત્યાંથી ગાઉ ૬ બટેશર સોરીપુર પગરસ્તે જવું. સડક છે. ગાડી મળે છે.

## ૧૦૩ સોરીપુર.

સોરીપુર નગર તીર્થ શાશ્વત કહેલું છે. હાલ બટેસર નામથી પ્રસિધ્ધ છે. આ તીર્થ હાલ વિછેદ પ્રાય થયું છે. બાવીસમા ભગવાનના આ શહેરમાં ચ્યવન અને જન્મ બે કલ્યાણક થયેલા છે શહેરથી ગાઉ એક જમુના નદીના તટ ઉપર પ્રાચીન ચરણની સ્થાપના છે. તેની પાસે ગુમટીમાં નવા ચરણ સ્થાપન કરેલાં છે. એક બાજુ અધિષ્ઠાતાની મૂર્તી સ્થાપન કરેલી હતી પરંતુ તે બધાની સાર સંભાળ વિના ત્યાં જતા આવતા અણસમજુ લોકોએ પગલાંની પાંખડી ખંડીત કરી નાખી છે અને અધિષ્ઠાતાની મૂર્તિ તદન ખંડિત કરી છે. શ્રી સંઘે આ બાબત ધ્યાનપર લઇ આ તીર્થનો હરેક પ્રકારે ઉદ્ધાર કરવો મુનાસબ છે.

અહીંથી પાછું પગ રસતે શકુરાબાદ આવી ત્યાંથી રેલ મારગે માઇલ ૧૭૭ ગાઝીઆબાદ જંક્શન સ્ટેશન જઉં ભાડું રૂ ૧-૧૨-૦ છે. ત્યાંથી પંન્જાબ લાઇનની રેલ ગાડીએ માઇલ ૩૨ મેરટકેમ્પ જઉં, ભાડું રૂ ૦-૪-૩ છે.

ગેરટ સ્ટેશનથી પગરસતાની સડકે ગાઉ ૧૬ હસ્તિનાપુર જવું.

## ૧૦૪ હસ્તિનાપુર.

હાલ જંગલ છે. જણસ કાંઇ મળતી નથી. જતાં રસ્તામાં ગામ આવે છે ત્યાંથી જણસ સીધુ સામન લઇ લેવું.

શ્રી હસ્તીનાપુરજી તીર્થને શાસ્ત્રમાં ગજપુર નગર કહે છે, ધર્મશાળા તથા દેરાસર છે. ત્રણ ભગવાનના મળી બાર કલ્યાણક એ શેહેરમાં થયાં હતાં, નીસહીયે ૩ જંગલમાં બનેલી તેની પ્રથમ પુજા કરતા હતા, ભગવાનનું દેરાસર નવું બંધાવેલું છે. નીચે મુજબ ભગવાનનાં કલ્યાણક થયેલા છે.

૧ સોળમા ભગવાનના કલ્યાણક ૪ ચ્યવન, જન્મ, દિક્ષા, અને કેવળ,

૨ સતરમા ભગવાનના કલ્યાણક. ૪ ચ્યવન, જન્મ, દિક્ષા, અને કેવળ,

૩ અઢારમા ભગવાનના કલ્યાણક ૪ ચ્યવન, જન્મ, દિક્ષા અને કેવળ.

અહીંથી પાછા પગરસ્તે મેરટ આવીને રેલગાડીમાં માઇલ ૪૪ દીલ્હી જંકશન સ્ટેશન જવું. ભાડુ રૂ. ૦—૭—૦ છે.

## ૧૦૫ દીલ્હી.

શહેરમાં ધર્મશાળા, દેરાસર ભગવાનના ૩ નોવધરા ચેલ પુરીમાં છે. સર્વ જણસભાવ મળે છે.

અહીંથી ગાઉ ૭ પુરાની (જુની—અસલ) દિલ્લી છે ત્યાં જતાં રસ્તામાં ગાઉ ૩ પર બગીચામાં ધરમશાળા તથા મંદીર નાના દાદાજીનું છે, ત્યાંથી ગાઉ ૪ મોટા દાદાજીનું સ્થાન છે. ત્યાંથી પાછુ દીલ્લી આવવું.

અહીંથી રેલવે લાઇનો ઘણી જાય છે. પંજાબમાં એક ગાજીઆબાદ સાહારનપુર થઇને તથા બીજી કાલકા લાઇન પાણીપત કરનાલ થઇને જાય છે. તે બંને લાઇનો અંબાલા જંકશન સ્ટેશન મળે છે. કાલકા લાઇનને રસ્તે અંબાલા નજીક છે. માટે કાલકા રેલમાં માઇલ ૧૨૩ અંબાલા જંકશન સ્ટેશન (પંજાબમાં) જવું. ભાડુ રૂ. ૧—૬—૩

## ૧૦૬ અંબાલા શેહેર.

અંબાલા જંકસન સ્ટેશનથી ૫ માઇલ અંબાલા શહેર છે. મેલ-ગાડીએ જવાય અને બીજી રેલમાં પણ જવાય છે. ભાડુ રૂ. ૦-૦-૯ છે. શહેરમાં જવું. દેરાસર તથા ધર્મશાળા છે. સર્વ ચીજ મળે છે. અહીંથી માઇલ ૬૬ લુધીઆણા જવું. ભાડુ રૂ. ૦-૧૨-૦

## ૧૦૭ લુધીઆણા.

દેરાસર તથા ઉતરવાની જગા છે. અહીંથી માઇલ ૨૨ ફગવારા જવું. સર્વ ચીજ મળે છે. ભાડુ રૂ. ૦-૩-૯

## ૧૦૮ ફગવારા.

દેરાસર છે. ઉતરવાની જગા છે. અહીંથી માઈલ ૧૩ જાલંધર શહેર જવું. ભાડુ રૂ. ૦-૨-૩

## ૧૦૯ જાલંધર શહેર.

દેરાસર તથા ઉતરવાની જગા છે. સર્વ ચીજ મળે છે. અહીંથી પગરસ્તે માઇલ ૨૫ હુશીઆરપુર જવું. ગાડીઓ મળે છે.

## ૧૧૦ હુશીઆરપુર.

દેરાસર તથા ધર્મશાળા છે. સર્વ ચીજ મળે છે. અહીંથી પાછા પગરસ્તે જાલંધર આવવું.

જાલંધરથી રેલમાં બેસી ૪૯ માઇલ અમરતસર જવું. ભાડુ રૂ. ૦-૯-૦

## ૧૧૧ અમૃતસર.

ગામ ઘણું જોવાલાયક છે અહી શીખ લોકોનું સોનેરી દેરાસર બહુજ જોવાલાયક છે જૈનના દેરાસર પણ બહુજ રમણીક છે ધરમશાળાઓ છે સર્વ જણસભાવ મળે છે અહીંથી રેલમાર્ગે મેલ ૩૨ લાહોર જવું. ભાડુ રૂ. ૦-૬-૩

## ૧૧૨ લાહોર.

દેરાસર છે. ઉતરવાની જગા છે, સર્વ જણુસભાવ મળે છે. અહીંથી રેલમાં માઇલ ૭૪ ગુજરાવાલા જવું ભાડુ રૂ. ૦-૧૨-૦

## ૧૧૩ ગુજરાવાલા.

દેરાસર તથા ધરમશાળા છે. સર્વ જણુસભાવ મળે છે. અહીંથી પગરસ્તે ગાઉ ૪ પપનાખા જવું.

## ૧૧૪ પપનાખા.

દેરાસર તથા ઉતરવાની જગા છે. અહીંથી પગરસ્તે ગાઉ ૧॥ દીદારસીંગને કીલ્લે જવું.

## ૧૧૫ દીદારસીંગનો કીલ્લો.

દેરાસર તથા ઉતરવાની જગા છે. અહીંથી પાછા ફરી ગુજરાવાલા આવવું.

ગુજરાવાલાથી પગરસ્તે ગાઉ ૧૬ રામનગર આવવું, ગાડીઓ મળે છે.

## ૧૧૬ રામનગર.

તેવીસમા ભગવાન્ શ્રી ચિંતામણજીનું મોટું તીર્થ છે. ધર્મશાળા છે. સર્વ ચીજ મળે છે.

અહીંથી પગરસ્તે ગાઉ બાર વજીરાબાદ આવવું.

વજીરાબાદથી રેલગાડીએ માઇલ પર જંમુ સ્ટેશન જવું. ભાડુ રૂ. ૦-૯-૯.

## ૧૧૭ જંમુ.

દેરાસર તથા ઉતરવાની જગા છે. સર્વ ચીજ મળે છે. અહીંથી પગ રસ્તે ગાઉ ૨૫ સનખતરા જવું.

## ૧૧૮ સનખતરા.

દેરાસર તથા ધર્મશાળા છે. અહીંથી પગ રસ્તે ગાઉ ૬ નારોવાલ જવું.

## ૧૧૯ નારોવાલ.

દેરાસર તથા ધરમશાળા છે. તેની પેલી બાજુએ કાસ્મીરનો હીમાલય પર્વત આવે છે.

અહીંથી પાછા પગ રસ્તે ૩૧ ગાઉ જંબુ સ્ટેશન આવવું. જંબુ સ્ટેશનથી માઇલ ૧૫૨ લાહોર જંકશન સ્ટેશન પાછા આવવું.

લાહોર જંકશન સ્ટેશનથી કરાચી લાઇન, રેલગાડીમાં બેસી, માઇલ ૨૦૮ મુલતાન શહેર જવું. ભાડુ રૂ. ૨-૭-૦.

## ૧૨૦ મુલતાન.

દેરાસર તથા ઉતરવાની જગા છે. સર્વ જણસ ભાવ મળે છે. અહીંથી ૫૭૬ માઇલ કરાચી બંદર છે. ભાડું રૂ. ૬-૧૨-૦.

## ૧૨૧ કરાચી.

સિંધનું વેપારનું મોટું મથક છે તેમ બંદર છે અહીં ઘર દેરાસર થયું છે સર્વ જણુશ ભાવ મળે છે શહેર જોવા લાયક છે અહીંથી થરપારકર જવું

**અહીંથી સ્ટીમેર રસ્તે કચ્છ તથા મુંબઇ જવાય છે.**

## ૧૨૨ થરપારકર.

અહીં જંગલમાં ગોડીયાજીનો ભવ્ય દેરાસર છે એ જમીનમાંથી પ્રગટ થએલા છે હાલ વરતી વીશેષ નહી હોવાથી રાત રેવાતો નથી પણ નજીકમાં ગામ છે ત્યાં ધરમશાળા છે તે આ જણુશ વરત મલી શકે છે ત્યાંથી પાછા મુલતાન જવું અને મુલતાનથી અકસુર જવું.

## ૧૨૩ કસુર.

દેરાસર તથા ઉતરવાની જગા છે. જણુસ મળે છે. અહીંથી પગ-રસ્તે માઇલ ૨૭ પટ્ટી જવું.

## ૧૨૪ પટ્ટી.

દેરાસર તથા ધરમશાળા છે. અહીંથી પગરસ્તે માઇલ ૨૫ જીરા જવું.

## ૧૨૫ જીરા.

દેરાસર તથા ધરમશાળા છે. જણુસ મળે છે. અહીંથી પગરસ્તે માઇલ ૬૦ મલેરકોટલા જવું.

## ૧૨૬ મહેરકોટલા.

દેરાસર છે. ઉતરવાની જગા છે. જણુસ મળે છે. અહીંથી પગ-રસ્તે માઇલ ૪૦ નંબર ૧૦૭ વાળા લુધીઆણા જવું.

લુધીઆણાથી રેલગાડીમાં બેસી માઇલ ૨૩૩ પાછુ દીલ્લી જવું ભાડુ રૂ. ૨-૧૧-૯

દીલ્લીથી રજપુતાના માલવા રેલ ગાડીમાં માઇલ ૬૮ અલવર જવું ભાડુ રૂ. ૧-૦ ૦

## ૧૨૭ અલવર.

દેરાસર તથા ધરમશાળા છે જણુસભાવ સર્વ મળે છે અહીંથી પાછા દીલ્લી જવું.

દીલ્લીથી ગ્વાલીઅર થઇ ભોપાલ ઉજ્જેનથી કેશરીઆજી જવાય છે તથા બીજી લાઇન અજમેર ચીત્રોડથી થઇને કેશરીઆજી જવાય છે પ્રથમ આપણે ગ્વાલીઅર રસ્તે જવું છે માટે દીલ્લીથી આગ્રા જવું. આગ્રાથી માઇલ ૭૫ શ્રી ગ્વાલીઅર જવું ભાડુ રૂ. ૧-૧-૦

## ૧૨૮ ગ્વાલીઅર.

સ્ટેશનથી પા ગાઉ ઉપર ધરમશાળા છે ત્યાં ઘર સામાન મુકીને ગાઉ ૧ દુર શહેરમાં જવું. દેરાસરો ચાર છે. સર્વ જણસ ભાવ મળે છે. ધરમશાળા પાસે જોઈતો સર સામાન તથા ઘોડાગાડી મળે છે. અહીંથી માઈલ બે લશ્કર જવું. રેલ ગાડી તેમજ ઘોડાગાડી જાય છે.

## ૧૨૯ લશ્કર.

દેરાસરો બે તથા ઉતરવાની જગા છે. જણસભાવ મળે છે, અહીંથી પાછા ગ્વાલીઅર આવું અહીંથી માઈલ ૩૬ સોનાગીરી જવું ભાડું રૂ.૦-૬-૦

## ૧૩૦ સોનાગીર.

ગામની નજીક ડુંગર ઉપર દેરીઓ છે. અહીંથી માઈલ ૨૩ ઝાંસી જવું ભાડુ રૂ. ૦-૪-૦

## ૧૩૧ ઝાંસી.

સ્ટેશનથી એક ગાઉ શહેર છે. દેરાસરો ત્રણ તથા ધરમશાળા છે. સર્વ ચીજ ભાવ મળે છે.

અહીંથી ત્રણ રેલ એક આગ્રા, બીજી કાહાનપુર, ત્રીજી માણિકપૂર થઈ અલ્લાહાબાદ જાય છે. અહીંથી માઈલ ૯૨ કાલપી સ્ટેશન જવુ ભાડુ રૂ. ૧-૦-૦

## ૧૩૨ કાલપી.

સ્ટેશનથી ગામ ૧ માઈલ દુર છે તાંગા મળે છે દેરાસર શ્વેતાંબરી ૧ છે દીગામ્બરી ૧ બંદોબસ્ત બરોબર નથી કેશર પાણીના પણ ફાંફાં છે. પુજારી નથી ફક્ત ૧ દાસી છે તે પુજા પત્રી કરે છે પ્રતીમાં ધાતુની ૩ પાષાણની ૨ છે સીધ્ધચક્ર ૨ છે શ્રી સંઘે બંદોબસ્ત કરવા જેવો છે, અહીંથી પાછા ઝાંસી જવું અને ઝાંસીથી માઈલ ૧૦૫ શ્રીબીના જંક્શને જવું ભાડુ રૂ. ૧-૩-૦

## ૧૩૩ બીના.

સ્ટેશનથી એક ગાઉ શહેર છે દેરાસર બે તથા ધરમશાળા છે. સર્વ જણસ મળે છે.

અહીંથી ત્રણ રેલની લાઇનો જાય છે. એક આગ્રા, બીજી કતની જબલપુર, અને ત્રીજી બારજ એમ ત્રણ ગાડીઓ જાય છે. અહીંથી માઇલ પર ભીલસા જવું ભાડું રૂ. ૦-૧૧-૦

## ૧૩૪ ભીલસા.

દેરાસર બે પ્રાચીન છે, તેમાં એક કેશરીઆજી નામે પ્રસિદ્ધ છે. ધરમશાળા છે. જણસભાવ મળે છે. અહીંથી સુજાલપુર પગરસતે જવું.

## ૧૩૫ સુજાલપુર.

દેરાસર તથા ઉતરવાની જગા છે અહીંથી પાછા ભીલસા આવવું ત્યાંથી ભોપાલ ૩૪ માઇલ જવું રૂ ૦-૭-૦

## ૧૩૬ ભોપાલ.

આ શહેર તાલભોપાલ નામે પ્રસિદ્ધ છે. દેરાસર તથા ધર્મશાળા છે જણસ સર્વ મળે છે. અહીંથી માઇલ ૮૯ મગશીજી જવું ભાડું. રૂ. ૧-૪-૦.

## ૧૩૭ મગશીજી ગામ.

સ્ટેશનથી અડધો ગાઉ શહેર છે સ્ટેશન ઉપર ધરમશાળા છે રાત્રે એકલા શેહેરમાં જવાની મનાઇ છે માટે ધર્મશાળામાંથી સીપાઇ સાથે રાખી જવું. તેવીસમાં ભગવાન મગસીજીનું પ્રાચીન ચમત્કારી તીર્થ છે. બીજુ દેરાસર ૧ સંવત ૧૯૨૬ માં ગોડીજીમહારાજ પ્રગટ થએલાં ત્યાં બંધાવેલું છે. ધર્મશાળા છે. કારખાનું છે, જણસ ભાવ મળે છે. અહીંથી રેલ માર્ગે માઇલ ૨૫ ઉજજન જવું ભાડું રૂ. ૦-૪-૦

### ૧૩૮ ઉજ્જૈન.

શહેરમાં સરાફ બજારમાં ધરમશાળા છે. દેરાસરો ૩૨ છે, તેવી-સમા ભગવાનનું અવંતીજી નામથી પ્રખ્યાત પ્રાચીન તીર્થ છે. શ્રી આચાર્ય મહારાજે કલ્યાણક મંદિર સ્તોત્રની નવિન રચના કરી જમીન-માંથી મુર્તી પ્રગટ કરી અઢાર રાજાઓ સહિત વિક્રમાદિત્ય રાજાને ચમત્કાર બતાવી પ્રતિબોધ દેઇ જૈની કર્યા હતા. સરવ જણસ ભાવ મલે છે. આ શહેરને શાસ્ત્રમાં પ્રાચીન અવંતી નગરી કહે છે.

અહીંથી માઇલ પર શ્રી માળી જવું. ભાડુ રૂ ૦-૮-૬

### ૧૩૯ માળી.

દેરાસરો ૩ છે. ધરમશાળા છે સરવ જણસ મળે છે. અહીંથી પગ રસતે ગાઉ ૪, હાંસલપુર જવું.

### ૧૪૦ હાંસલપુર.

દેરાસર તથા ધરમશાળા છે. જણસ મળે છે. અહીંથી ગાઉ દસ પગ રસતે સડકે નાલચા ગામ જવું.

### ૧૪૧ નાલચા.

દેરાસર છે. ઉતરવાની જગા છે. અહીંથી પગ રસતે સડકે ગાઉ ત્રણ માંડવગઢ જવું.

### ૧૪૨ માંડવગઢ.

માંડવગઢનો પાહાડ છે, ત્રણ વળે કરીને ખાઇ સમેત કીલ્લા મુજબ ઘેરેલો છે. એ ખાઇમાં ચીત્રાવેલ છે એવું કહેવાય છે, ઉપર વસતી, બજાર છે. ભેંસાશાહે બંધાવેલું વિશાળ દેરાસર છે, તેમાં સાતમા ભગવાનની મોટી સોનાની મુર્તી છે. અહીંથી ગાઉ ૭ પગરસતે ધારનગર જવું.

## ૧૪૩ ધારનગર.

દેરાસર છે. સોનાની મોટી મુળનાયકજીની મુર્તી છે. ધરમશાળાઓ છે, સરવ જણસ મળે છે. અહીંથી ગાઉ ચાર પગ રસતે રાજગઢ જવું.

## ૧૪૪ રાજગઢ.

દેરાસર તથા ધરમશાળા છે, જણસ મળે છે. અહીંથી પગ રસતે પાછું ધારનગર આવીને ત્યાંથી પગરસતે પાછા સડકે ગાઉ ૧૨ મઉ સ્ટેશન આવવું. ત્યાંથી માઇલ ૧૩ ઇંદોર જવું. ભાડુ રૂ ૦–૨–૩

## ૧૪૫ ઇંદોર.

શહેરમાં સરાફ બજારમાં ધરમશાળા તથા દેરાસરો પાંચ તથા શહેર બાહાર બગીચામાં એક મળી ૭ દેરાસરો છે. જણસ મળે છે.

અહીંથી રેલ મારગે માઇલ ૧૮ અજનોદ સ્ટેશને જવું. ભાડું રૂ ૦–૩–૦ ત્યાંથી ગાઉ ૩ સામરગામ પગ રસતે જવું. **અહીંથી રેલનો એક ફાંટો ખંડવા તરફ જાય છે.**

## ૧૪૬ સામર.

દેરાસરો બે છે ઉતરવાની જગા મળે છે. જણસભાવ મળે છે. અહીંથી પાછુ પગરસતે અજનોદ સ્ટેશન જવું. ત્યાંથી માઇલ ૨૭ બડનગર જવું ભાડું રૂ ૦–૪–૬

## ૧૪૭ બડનગર.

દેરાસરો ૫ તથા ધરમશાળા છે, સરવ ચીજ મળે છે, અહીંથી પગરસતે ગાઉ ૩ બીનાવર જવું.

## ૧૪૮ બીનાવર.

દેરાસર બે ચમત્કારી છે, ધરમશાળા છે, જણસ મલે છે, અહીંથી પાછુ પગરસતે બડનગર આવવું, ત્યાંથી માઇલ ૧૯ રતલામ જવું. ભાડું રૂ ૦–૩–૦

## ૧૪૯ રતલામ.

શહેરના ચોકમાં ધર્મશાળા છે તથા દેરાસરો ૧૪ છે. તેમાં એક બગીચામાં તથા ઘરમાં દેરાસર છે અહીં દર્શન બાર વાગા સુધી થાય છે પછે થતા નથી સબબ કે પુજારીઓની વ્યવસ્થા બરોબર નથી સરકારી ધર્મશાળાની સ્થીતી ખરાબ છે. જાજુસ ભાવ સર્વ મળે છે.

અહીંથી કોસ ૧ ઉપર જંગલમાં દેરાસરો બે છે. તેનાથી અડધા ગાઉ ઉપર બીજી બાજુએ નાનુ ગામ છે. દર્શન કરી પાછા રતલામ આવવું. ત્યાંથી પગરસ્તે બાચરીદ જવું.

## ૧૫૦ બાચરીદ.

ધર્મશાળા તથા દેરાસર છે. અહીંથી પાછા રતલામ આવવું. ત્યાંથી ગાઉ એક સાગોદી ગામ પગરસ્તે જવું.

## ૧૫૧ સાગોદી.

દેરાસર છે. ઉતરવાની જગા છે. જાજુસ મળતી નથી. અહીંથી ગાઉ દોઢ બબરોદ ગામ પગ રસ્તે જવું.

## ૧૫૨ બબરોદ ગાંવ.

ધર્મશાળા તથા દેરાસરો છે. જાજુસભાવ મળે છે. અહીંથી પાછા રતલામ આવીને ત્યાંથી બીજે રસ્તે ૧ ગાઉ પર સેમલીઆ ગ્રામ પગરસ્તે જવું.

## ૧૫૩ સેમલીઆ ગ્રામ.

દેરાસરો પાંચ છે. તેમાં સોળમાં તીર્થંકર ભગવાનનું દેરાસર (કોઇક સ્થળેથી) ઉડાવીને લાવેલું છે એવું કહેવાય છે. પ્રતિમાજી બહુ ચમત્કારી છે. ભાદરવા શુદ ૨ ને દીવસે ભગવાનના ખભામાંથી દુધની ધારા નીકળે છે એવું ત્યાંના તથા આજુબાજુના શહેર તથા ગામના રહેવાસીઓ જણાવે છે. કુંડ તથા ધર્મશાળા મોટી છે, મેળો ભરાય છે,

અહીંથી પાછા રતલામમાં આવવું ત્યાંથી માઇલ ૮ નીમલી જવું ભાડું રૂ. ૦–૧–૬.

## ૧૫૪ નીમલી.

સ્ટેશનની નજીક ગામ છે ત્યાંથી ગાઉ એક વગડામાં પ્રાચીન દેરાસર છે. નાની ધરમશાળા છે. ગાડી મળે છે જણસભાવ મળે છે. અહીંથી માઇલ ૧૩ જાવરા જવું ભાડું રૂ. ૦–૨–૩.

## ૫૫ જાવરા.

દેરાસરો ૭ તથા ધર્મશાળા છે. જણસ મળે છે. અહીંથી માઇલ ૧૦ ધોધર સ્ટેશને જવું ભાડું રૂ. ૦–૧–૯.

## ૧૫૬ ધોધર.

સ્ટેશનના નજીક ધર્મશાળા તથા દેરાસરછે જણસ મળેછે. અહીંથી રેલ માર્ગે માઇલ ૨૧ મંદસોર જવું ભાડું રૂ. ૦–૩–૬.

## ૧૫૭ મંદસોર.

દેરાસરો બે તથા ધરમશાળા છે. સર્વ જણસ મળે છે. અહીંથી પગ રસ્તે સડકે ગાઉ ૯ પ્રતાપગઢ જવું.

## ૧૫૮ પરતાપગઢ.

મંદસોરથી પરતાપગઢ આવતાં ત્રણ ગાઉ ઉપર ગામમાં દેરાસરો બે તથા ધરમશાળા છે. જણસ સરવ મળે છે.

અહીંથી પગ રસતે મંદસોર જવું. ત્યાંથી માઇલ ૩૧ નીમચ જવું. ભાડું રૂ ૦–૫–૩

## ૧૫૯ નીમચ.

નીમચ શહેર કહેવાય છે, દેરાસર છે, ઉતરવાની જગા છે, જણસ સરવ મળે છે. અહીંથી ગાઉ ૧ પગરસતે નીમુચની છાવણીમાં જવું.

## ૧૬૦ નીમચની છાવણી.

દેરાસર તથા ધરમશાળા છે, જણસ મલે છે; અહીંથી પાછુ પગ રસતે ગાઉ ૧ નીમચ શહેર આવવુ. ત્યાંથી માઇલ ૧૮ નીંબાર જવુ. ભાડુ રૂ ૦-૩-૦

## ૧૬૧ નીંબાર.

દેરાસર તથા ઉતરવાની જગા છે. જણસ મલે છે, અહીંથી માઇલ ૧૮ શ્રી ચીતોડગઢ જવું. ભાડું રૂ ૦-૩-૦

## ૧૬૨ ચીતોડગઢ.

સ્ટેશનથી અડધા ગાઉ પર શહેર છે, શહેરમાં દેરાસર ૧ તથા ધરમશાળા છે શહેરની બાહાર દોઢગાઉના ચઢાવવાળો ડુંગર છે, તેની ઉપર કીલ્લો બાંધેલો છે તે જોવા લાયક છે, ત્યાં ૧ પ્રાચીન દેરાસર છે. સર્વે જણસ મળે છે અહીંથી માઇલ ૬૯ ઉદેપુર જવું. ભાડુ રૂ. ૦-૧૧-૬ છે.

## ૧૬૩ ઉદેપુર.

સ્ટેશનથી દોઢ ગાઉ શહેર છે, રાત્રના દસ વાગતા પછી શહેરમાં જવા દેતા નથી, શેહેરના કોટ બાહાર ધરમશાળા છે. શહેરમાં ૨૮ તથા શેહેર બાહાર ૪ મળી ૩૨ દેરાસરો છે, સર્વે ચીજ મળે છે.

અહીંથી શ્રી કેશરીઆજી ( ધુલેવા ગામ ) ગાઉ ૧૬ જંગલ પાહાડને રસ્તે છે. સડક બાંધેલી છે, ત્યાં જતાં અહીંથી બેલગાડી અને ઘોડાગાડી મળે છે, ઉદેપુરના રાણાસાહેબ તરફથી ત્યાં જતાં સુધી ૯ ચોકીઓ બેસાડેલી છે, જાત્રાળુઓને જવાસારૂ દરબારમાંથી હુકમ લેવો પડે છે અને રસ્તાના વળાવા ચોકી માટે ચીઠી કરી આપવામાં આવે છે. શેહેરમાંથી નીકળી રસ્તે જતાં દસ ગાઉપર ગામ પરસાદ આવે છે ત્યાં જવું.

## ૧૬૪ પરસાદ.

દેરાસર તથા ધરમશાળા છે, જણસભાવ મળે છે, અહીંથી ૭ ગાઉ ધુલેવા ગામ ( શ્રી કેશરીઆજી ) જવું,

## ૧૬૫ (શ્રી કેશરીઆજી તીર્થ) ધુલેવા ગામ.

આ પ્રાચીન તીર્થ જગત્ પ્રસિદ્ધ છે. પ્રથમ તીર્થંકરની ઘણી ચમત્કારી પ્રતિમા છે, બાવનજીનાલય દેરાસર ઘણું મોટું છે. સરવ જાતિના લોકો દાદાજી દાદાજી કરી ઘણું માને છે, હમેશાં જાત્રાળુઓની આવજાવ થાય છે, દરરોજ અણુગતરી કેશર ચઢે છે, મોટા દેરાસરની બાહારની બાજુએ બીજુ ૧ નાનું દેરાસર છે, ધરમશાળા ઘણી વિશાળ છે, કારખાનું ભડાર છે તેનો વહીવટ ઉદેપુરના સંઘ તરફથી ચાલે છે. સરવ જણુસભાવ મળે છે.

( અહીંથી બીજે પગરસ્તે પાંચ ગાઉ સામળાજી થઇ ટીંટોઇ વિગેરે ગામોમાં દેરાસરો છે. )

અહીંથી પાછુ બેલગાડીએ ગાઉ ૧૬ ઉદેપુર આવતાં શહેર એક માઇલ દુર રહેતાં સડક નીચે ઉતરી ગાઉ ૧ સગીનાખેડા ગામ જવું.

## ૧૬૬ સમીના ખેડા.

દેરાસર એક મોટું તથા ધરમશાળા છે, જણસ સરવ મળે છે. અહીંથી પાછુ સડકે આવી ઉદેપુર જવું.

ઉદેપુરથી ૬૯ માઇલ ચીતોડગઢ સ્ટેશન રેલ માર્ગે પાછા આવીને ત્યાંથી માઇલ ૩૪ શ્રી ભીલવારા જવું ભાડુ રૂ. ૦-૫-૯

## ૧૬૭ ભીલવારા.

ગામમાં દેરાસર તથા ધરમશાળા છે, જણુસભાવ મળે છે. અહીંથી રેલમાર્ગે માઇલ ૬૫ શ્રી નરશીદાબાદ જવું ભાડુ રૂ. ૦-૧૨-૩

## ૧૬૮ નરશીદાબાદ.

ગામમાં દેરાસર તથા ઉતરવાની જગા છે, અહીંથી અડધો ગાઉ સરકારી છાવણી છે. અહીંથી રેલમાર્ગે માઇલ ૧૫ શ્રી અજમેર સ્ટેશન જવું ભાડુ રૂ. ૦-૨-૬

## ૧૬૯ અજમેર.

શહેરમાં ધરમશાળા તથા દેરાસરો લાખનકોઠડી વીગેરે મેહેલ્લામાં છે, બગીચામાં દાદાજીનું મોટું સ્થાન છે ત્યાં દાદાજી દેવલોક થયા હતા,

અહીંથી એક માલવા રતલામ જવાની રેલ એક બાજુ. બીજી મારવાડ જંકશન અને બીજી બાજુ અમદાવાદ જવાની રેલ, ત્રીજી દીલી જવાની એમ ત્રણ ત્રણ રેલગાડી જાય છે,

અહીંથી પગરસ્તે નીચે જણાવેલ જુદા જુદા ગામોમાં જે સાહેબોની ઇચ્છા હોય તેઓએ જવું; નહીંકો નંબર ૧૮૨ કીશનગઢ જવું. અજમેરથી ૩૫ માઈલ શ્રી કેકડી ગામે જવું.

## ૧૭૦ શ્રીકેકડી.

શ્રી મહાવીર સ્વામીનું દેરાસર સંવત ૧૬૦૩ નું બંધાવેલ છે ઉતરવાની જગ્યા છે જણસ મળે છે ત્યાંથી પગરસ્તે શ્રી સદારા જવું. સદારાથી અજમેર સ્ટેશન ૩૫ માઇલ થાય છે.

## ૧૭૧ સદારા.

દેરાસર તથા ઉતરવાની જગા છે ત્યાંથી પગરસ્તે શ્રી ઘટયાલી જવું,

## ૧૭૨ ઘટયાલી.

દેરાસર તથા ઉતરવાની જગ્યા છે જણસ મલે છે. ત્યાંથી પગરસ્તે શ્રી સાવર જવું.

## ૧૭૩ સાવર.

સં૦ ૪૭૦ ના વર્ષનું બંધાવેલ શ્રી રૂષભદેવજીનો જીર્ણસ્થીતી વાળું દેરાસર છે શ્રાવકોએ સુધારવા જેવું છે તથા બીજો એક દેરાસર શારી સ્થિતિનું છે ઉતરવાની જગ્યા છે જણસ મળે છે અહીંથી પગરસ્તે શ્રી ખવાસગામે જઉ.

## ૧૪૧૭ હુસઅગડી.

દેરાસરાં ૩ તથા ઉતરવાની જગા છે, આ ગામ શિવાય આ મલબાર જીલ્લામાં કેટલીક જગોએ દેરાસરો છે.

અહીંથી પગરસ્તે પાછું માંગલોર આવવું.

માંગલોરથી દરીઆ માર્ગે આગબોટમાં બેસી કુમઠા બંદર જવું.

## ૧૪૧૮ કુમઠા બંદર.

દેરાસર તથા ઉતરવાની જગા છે, અહીંથી પગરસ્તે ગામ વાલગડી જવું.

## ૧૪૧૯ વાલગડી.

દેરાસર તથા ઉતરવાની જગા છે, અહીંથી પગરસ્તે ગામ હલદીપુર જવું.

## ૧૪૨૦ હલદીપુર.

દેરાસર તથા ઉતરવાની જગા છે, અહીંથી પગરસ્તે ગામ દુરગુ જવું.

## ૧૪૨૧ દુરગુ.

દેરાસર તથા ઉતરવાની જગા છે, અહીંથી પગરસ્તે ગામ મટો જવું.

## ૧૪૨૨ મટો.

દેરાસર તથા ઉતરવાની જગા છે, અહીંથી પાછું પગરસ્તે કુમઠ બંદર આવવું.

કુમઠાથી બીજી બાજુ પગરસ્તે પંદર ગાઉ ગરેશફોડ ગામે જવું.

## ૧૪૨૩ ગરેશફોડ.

અગાઉ મોટું શેહેર હતું, હાલ નાનું ગામડું છે, અહીં દેરાસરો ૩૬૦ હતાં જેનાં ખંડીએરો જોવામાં આવે છે, હાલ ફક્ત બે દેરાસરો અખંડ છે, તેમાં સેવા પૂજા થાય છે, અહીંથી પાછું પગરસ્તે કુમઠા શેહેરમાં આવવું.

કુમઠાથી દરીઆ માર્ગે થોડે દુર આગબોટમાં ગામ ભટકલ જવું.

## ૧૪૨૪ ભટકલ.

દેરાસરો બે તથા ઉતરવાની જગા છે, અહીંથી પાછું કુમઠે આવવું. કુમઠાથી દરીઆ માર્ગે આગબોટમાં બેસી મુંબઇ આવવું. ચોવીસ કલાકમાં ઘણું કરી અવાય છે. શ્રી હુબલીથી હોટગીથી સોલાપુર થઇ મુંબઇનુ માર્ગ, શ્રી હુંબળી નંબર ૧૪૦૬ થી ગામ શ્રી અનેગરી જવું.

## ૧૪૨૫ અનેગરી.

દેરાસર ૧ તથા ઉતરવાની જગા છે ત્યાંથી ગામ શ્રી ગદગ રેલમાર્ગે જવું.

## ૧૪૨૬ ગદગ.

દેરાસર ૧ તથા ઉતરવાની જગા છે, ત્યાથી ગામ શ્રી બદામી રેલમાર્ગે જવું માઇલ ૪૨) ભાડું રૂ. ૦–૭–૦.

## ૧૪૨૭ બદામી.

દેરાસર છે અહીના ડુંગરમાં જૈનની પ્રાચીન ગુફાઓ છે, જેની કારીગરી સારી જોવા લાયક છે ત્યાં શીલા લેખ છે તે માગધી ભાષામાં અને કાન્ડી લીપીમાં છે તેનું ભાષાંતર કરાવવો ગરે છે. ત્યાંથી રેલમારગે શ્રી બીજાપુર જવું.

## ૧૪૨૮ બીજાપુર.

દેરાસર ૧ છે બાકી દીગમ્બરી છે. જણુસ વરત મલે છે અહીંથી ઘેરેક છેટે ભાગલકોટમાં દીગમ્બરી દેરા છે અહીં (બીજાપુરથી) હોટગી સ્ટેશને થઇ શ્રી સોલાપુર જવું.

## ૧૪૨૯ સોલાપુર.

દેરાસર ત્રણ છે ધર્મશાળા છે પાંજરાપોળ છે. ત્યાંથી મુંબઇ માઇલ ૨૮૩ ભાડુ રૂ. ૨–૧૫–૦ છે માટે મુંબઇ જવું.

### ૧૪૩૦ વીંગોલા.

મુંબઇથી સ્ટીમેર મારગે રત્નાગીરી અને મોરમગાવની વચમાં ગામ છે દેરાસર ૧ કચ્છીદશાઓશવાલોનું બંધાવેલ છે ત્યાંથી પાછા મુંબઇ આવવું.

આ પુસ્તકના પાના દશમાં આવેલ નંબર ૪૫ પુલ. ગામથી એક ગાઉ પર ગામ શ્રી નાચંણુગામ છે.

### ૧૪૩૧ નાચંણુગામ.

દેરાસર ૧ હંશવિજયજીના ઉપદેશથી થયો છે પ્રતિષ્ટાં ગઇ સાલ થઇ છે ત્યાંથી પુલગામે જવું.

---

☞ ઉપર જે જે ગામ શહેરો અને પાહાડપર દેરાસરો તીર્થો અને તીર્થક્ષેત્ર ફરસના બતાવી છે તે સિવાય નીચે લખેલાં તીર્થો હિંદુસ્તાનમાં અને બાહાર છે. પરંતુ ત્યાં જવાના ખરા બરાબર રસ્તા જણાઇ આવ્યા નથી તેથી જાત્રા કરનાર જીગ્નાસુ સદગ્રહસ્થોએ કોઇ પંડિત જાણકારણથી તજવીજ કરી જાત્રાનો અભિલાષ પુરો કરવો. અને જે જે તીર્થોનાં માર્ગો માલમ પડે તે અમોને લખી જણાવવા મેહેરબાની કરવી કે જેથી ત્રીજી આવૃતીમાં અગર આ બુકમાં વધારા તરીકે દાખલ કરશું એ મોટો લાભ થશે.

### ૧૪૩૨ માર્ગો માલમ નહીં પડેલાં તીર્થોની વિગત.

૧ કિષ્કિંધા પર્વતમાં શ્રી શાંતિનાથજીનું તીર્થ.
૨ લંકામાં શ્રીશાંતિનાથજીનું તીર્થ. હાલ વિચ્છેદ.
૩ ત્રિકુટ પર્વતમાં શ્રીશાંતિનાથજીનું તીર્થ.
૪ વિંધ્યાચળ પર્વતમાં ગુપ્ત પાર્શ્વનાથ તથા શ્રેયાંસનાથનું તીર્થ.
૫ માહેંદ્ર પર્વતમાં છાયા પાર્શ્વનાથનું તીર્થ.
૬ ત્રંકાર પર્વતમાં સહસ્ત્રફણા પાર્શ્વનાથનું તીર્થ.

૭ પુંઢ્ર પર્વતમાં મહાવીર સ્વામીનુ તીર્થ.
૮ સેંગમતી ગામ (નર્મદાનું-મૂળ)-અભીનંદન સ્વામીનું તીર્થ.
૯ ઉદંડ વિહાર નગરમાં ઋષભદેવનું તીર્થ.
૧૦ હેમ સરોવર-બોતેર જીનાલયનું તીર્થ.
૧૧ ચાણુરિસી } પુષ્કરાવર્ત પાર્શ્વનાથનું તીર્થ.
૧૨ દંડખાત. }
૧૩ દેવાદ્દાર-સુવિધિનાથનું તીર્થ.
૧૪ તારણ. } અજીતનાથનું તીર્થ.
૧૫ બંદરી. }
૧૬ કાશહદ—ત્રિભુવન મંગલ કલશ ( આદિનાથ )નું તીર્થ.
૧૭ અંગદિકાનગરી—અજીતનાથ, શાંતિનાથનું તીર્થ.
૧૮ એંગારગઢ—ઉગ્રસેન પૂજિત મોદિની મુકુટ ( આદિનાથ ) નું તીર્થ.
૧૯ કરહેટક—ઉપસગહર પાર્શ્વનાથનું તીર્થ.
૨૦ ડાકુલી ભીમેશ્વર—પાર્શ્વનાથનું તીર્થ.
૨૧ ભાયલસ્વામીગઢ-દેવાધિદેવ પાર્શ્વનાથનું તીર્થ.
૨૨ હરિકંખીનગર—( ગુજરાત ) પાર્શ્વનાથનું તીરથ.
૨૩ આર્તુરીગામ—શ્રીમતી દેવનું તીરથ.
૨૪ માણિક દંડરયાન—મુનિસુવ્રત સ્વામીનું તીરથ.
૨૫ હિમાલય—છાયા પાર્શ્વનાથ, મંત્રાધિરાજ પાર્શ્વનાથ અને સ્ફુલિંગ પાર્શ્વનાથનાં તીરથ.
૨૬ હિમાલય ગંગાસરોવરમાં વિમલનાથજીનું તીરથ.
૨૭ કાંગડ—કાંગ્રા—શ્રીઆદિશ્વરજીનું તીરથ.
૨૮ પાંચાલદેશ—ખીતંભપત્તનનગર—જેલમ નદીથી દક્ષીણે બેરાગામ (તીરથ)

૨૯ જવાલામાલિની દેવતા સરમાં ગૌતમસ્વામી પ્રતિષ્ઠિત ચંદ્રપ્ર-
ભુનું તીર્થ.
૩૦ શ્રીપર્વત—મલ્લિનાથજીનું તીરથ.
૩૧ કલીંગદેશ—ઋષભદેવનું તીરથ.
૩૨ અહીછત્રા—કુંડ સરોવર પાસે—કાદંબરી અટવી—કલીકુંડ
પાર્શ્વનાથનું તીરથ.
૩૩ પાતાલ ગંગા-શંખ જીનાલયમાં નેમનાથનું તીરથ.
૩૪ રામશયન—શ્રીવર્ધમાન સ્વામીનુ તીરથ.
૩૫ નંદીવરધન કોટી ભૂમી—મહાવીરસ્વામીનું તીરથ.
૩૬ ઢીંપુરી નગરી—ચર્મણવતી નદી કીનારે તીરથ.
૩૭ ક્રોંચદ્વીપ. } સુમતિનાથના ચરણ.
૩૮ હંસાદ્વપ. } પાદુકા.
૩૯ તામ્રલીપ્તી નગરી—તીરથ.
૪૦ કુંકણ—શ્રીપાલ મહારાજાનું સ્થાપિત તીરથ.
૪૧ દર્શનપુર—ગજપંથા તીરથ-શ્રીમહાવીરસ્વામીનું સમોવસરણ
હતું.
૪૨ કાબુલ તરફ તક્ષશિલા (ગીજની) બાહુબળજીનું ધર્મચક્ર
તીરથ (શ્રીસંઘે આની શોધ કરાવવી જોઇએ.)
૪૩ મલ્યાગિરિ—પાર્શ્વનાથ તથા શ્રેયાંસનાથનુ તીરથ.
૪૪ સ્વેતાંબિકા નગરી—પૂર્વ-નામ માત્ર રહ્યું છે.
૪૫ અષ્ટાપદજી તીરથ ઉત્તર દીશામાં છે અપૂર્વ તીરથ છે દેવ બળ,
વિદ્યા કે લબ્ધિ શિવાય એ તીરથની ફરસના થઇ શકતી નથી,
આ તીરથનો પાહાડ ઘણો ઉંચો છે, એકેક જોજનને આંતરે
આઠ પગથીઆં છે. સોનાનું શીખર બંધ ઘણું ઉંચુ દેરાશર
છે. એમાં ચોવીસે તીર્થંકર ભગવાનની પોતાની કાયા પ્રમાણે

રતનની મુર્તીઓ બિરાજમાન છે. ઋષભદેવ સ્વામીનું ૧ એક મોક્ષ કલ્યાણક અહીં થયું છે.

તપાસ કરતાં જે જે સ્થળે દેરાસરો છે એવું અમારા જાણવામાં તથા કેટલુંક અનુભવમાં આવેલું છે તે ઉપર દર્શાવ્યા છે, બીજા ઘણા સ્થળે હીંદુસ્તાનમાં સરવ જીલ્લાઓમાં દેરાસરો છે **હીંદુસ્તાનમાં કુલ છત્રીસ હજારથી પણ વધારે દેરાસરો** છે એવી હકીકત અમારા જાણવામાં આવી છે પણ કયે સ્થળે કેટલા કેટલા તે બધું તારીજવાર મળ્યુ નથી માટે શ્રીસંઘને વિનંતિ છે કે જે જે સ્થળે જ્યાં જ્યાં જેટલાં દેરાસરો હોય તે રસ્તે જવાના અનુક્રમ સાથે અમને જણાવવા મેહેરબાની કરશો તો અમો ત્રીજી આવૃત્તિમાં તે સુધારાં વધારા સાથે દાખલ કરી સરવ શ્રીસંઘને જાત્રા કરવા વિશેષ સાનુકુળ થાય તેમ કરીશું.

ઉપર બતાવેલા મારગોથી સરવ જે જે તીર્થો જણાવ્યાં છે. ત્યાં ત્યાં અનુક્રમે જાત્રા થઇ શકે છે. પરંતુ મોટાં મોટાં જે તીર્થો છે તે તીરથે જાત્રા કરવા જવું હોય તો તે નીચે બતાવ્યા પ્રમાણે સીધે રસતે જવાથી જાત્રા થઇ શકસે તેની વીગતઃ—

## ૧૪૩૩ મોટાં તીર્થોએ સીધા જાત્રાએ જવાના માર્ગ.

### ૧ સિદ્ધાચલ (પાલીટાણા.)

મુંબઇથી પાલીટાણે બે રસ્તે થઇ જવાય છે.

(૧) દરીઆ માર્ગે આગબોટમાં મુંબઇથી બેસી ભાવનગર ઉતરી ત્યાંથી રેલમાર્ગે સોનગઢ થઇ જવું અગર બારોબાર પગરસ્તે પણ ત્યાથી જવાય છે.

(૨) રેલગાડીએ અમદાવાદ થઇ સોનગઢ જવું. માઇલ ૪૭૬ ભાડું ૬–૨– છે. ત્યાંથી પગરસ્તે ગાઉ ૭ જવું.

### ૨ ગિરનાર (જુંનાગઢ.)

પાલીટાણેથી ગીરનાર જવું હોય તો પગરસ્તે સોનગઢ આવી ત્યાંથી

રેલગાડીએ ધોળા જંકશન થઇ જુનાગઢ જવું. માઇલ ૧૧૫ ભાડું ૧–૧૦–૬

મુંબઇથી ગિરનાર જવાના રસ્તા ૩ છે.

( ૧ ) દરીઆ માર્ગે આગબોટમાં વેરાવળ બંદર જવું ત્યાંથી માઇલ ૫૧ જુનાગઢ રેલમાર્ગે જવું તેનું ભાડુ રૂ ૦–૧૧–૦

( ૨ ) રેલગાડીએ અમદાવાદ થઇ ધોળા જંકશન. થઇને જુનાગઢ જવું માઇલ ૫૬૨ ભાડું રૂ ૭–૫–૦

( ૩ ) રેલગાડીએ અમદાવાદ થઇ રાજકોટ સ્ટેશન થઇને જુનાગઢ જવું માઇલ ૪૭૫ ભાડું રૂ ૬–૦–૦

## ૩ સંખેશ્વર.

પાલીટાણેથી સોનગઢ આવી રેલમાર્ગે વીરમગામ આવી બીજી રેલ ગાડીએ પાટડીથી ગાઉ બાર પગરસ્તે છે.

જુનાગઢથી રેલમાર્ગે રાજકોટ ઉપર થઇને તથા ધોળા જંકશન થઇને એમ બે રસ્તેથી વીરમગામ સ્ટેશન અવાય છે ત્યાંથી પાટડી અને ત્યાંથી પગરસ્તે ગાઉ બાર છે.

મુંબઇથી રેલમાર્ગે અમદાવાદ થઇ વીરમગામ થઇ પાટડી અને ત્યાંથી પગરસ્તે ગાઉ બાર.

## ૪ ભોયણી તથા ૫ તારંગાજી.

૧ પાલીટાણેથી તારંગાજી સીધા જવું હોય તો રેલમાર્ગે સોનગઢ થઇ ધોળા જંકશન થઇ વીરમગામ આવી ત્યાંથી દેતરજ સ્ટેશન થઇ બે ગાઉ પર ભોયણીની જાત્રા કરી કટોસણથી મેસાણા થઇ ખેરાળુ સ્ટેશને ઉતરી ત્યાંથી પગરસ્તે ચાર ગાઉ તારંગાજી તીર્થે રેલમાર્ગે જવું. માઇલ ૧૯૩ ભાડું ૨–૨–૬

( ૨ ) ગીરનારથી તારંગે જવું હોય તો રાજકોટ આવી વીરમગામ થઇ ઉપર બતાવ્યાં પ્રમાણે ભોયણી જાત્રા કરી ખેરાળુ થઇ જવું માઇલ ૧૯૨ ભાડું રૂ ૨–૯–૬

( ૩ ) જુનાગઢથી જેતલસર થઇ ધોળા જંક્શન થઇ વઢવાણ કાંપથી વીરમગામ થઇ ઉપર પ્રમાણે જવું. માઇલ ૨૭૨ ભાડુ રૂ ૩-૫-૦

મુંબઇથી રેલગાડીએ અમદાવાદ થઇ બીજી રેલગાડીએ મેસાણા થઇ ત્યાંથી વીસનગરની રેલગાડીએ ખેરાળુ થઇ ચાર ગાઉ તારંગે જવું. માઈલ ૩૯૦ ભાડુ રૂ ૪-૩-૦

મુંબઇથી ભોયણી જવું હોય તો મેસાણે થઇ બીજી બાજુ રેલે કટોસણ થઇ જવું. અગર અમદાવાદથી વીરમગામ થઇ દેતરજ થઇને જવું.

## ૬ આબુજી.

તારંગાજીથી ખેરાળુ થઇ રેલમાર્ગે મેસાણા આવી ત્યાંથી રેલગાડીએ આબુરોડ ખરેડી સ્ટેશન થઇ ડુંગરપર જવું. માઇલ ૯૯ ભાડુ રૂ ૦-૧૫-૩

મુંબઇથી રેલગાડીએ અમદાવાદ થઇ ત્યાંથી બીજી રેલગાડીએ આબુ રોડ ખરેડી સ્ટેશન જઇ ત્યાંથી ડુંગરપર જવું. માઇલ ૪૨૫ ભાડુ ૪-૭-૦

## ૭ રાણકપુર.

આબુરોડથી રાણીગામ સ્ટેશન રેલમાર્ગે જવું માઇલ ૭૧ ભાડુ રૂ ૦-૧૨-૦ છે, ત્યાંથી પગરસ્તે પંચ તીર્થી કરવા. ગાઉ ૧॥ વરકાણા, ગાઉ બે નાદોલ, ગાઉ બે નાદલાઇ, ગાઉ ત્રણ ધાણેરા અને ગાઉ ત્રણ સાદડી જવું ત્યાં સરસામાન રાખી જંગલમાં ત્રણ ગાઉ રાણકપુરજી જવું. કુલ ગાઉ સાડાપંદર આ રસ્તો છે. અને ત્યાંથી સીધા રાણીગામ ગાઉ ૧૧ પગરસતે પાછુ આવવું.

મુંબઇથી અમદાવાદ થઇ રાણીગામ સીધા રેલે આવી ઉપર મુંજબ પગરસ્તે જવું. માઇલ ૪૯૩ ભાડુ રૂ ૫-૩-૦ પાછુ રાણી સ્ટેશન આવવું.

## ૮ કેસરીઆજી.

રાણી સ્ટેશનથી અજમેર-ચીતોડ અને ઉદેપુર માઇલ ૩૭૪ ભાડુ રૂ. ૩-૬-૬ ત્યાંથી પગરસ્તે ગાઉ

**મુંબઇથી રસ્તો ૧ લો**—અમદાવાદ–અખુરોડ–રાણીગામ–અજમેર–
ચીતોડ-ઉદેપુર. રેલમાર્ગે માઇલ ૮૦૦ ભાડું રૂ.
૮-૫-૬ ત્યાંથી પગરસ્તે ગાઉ ૧૬ કેસરીઆજી.

**મુંબઈથી રસ્તો ૨ જો**—આણંદ–રતલામ–ચીતોડ અને ઉદેપુર રેલ-
માર્ગે માઈલ ૬૧૯ ભાડુ ૭-૨-૦ ત્યાંથી
પગરસ્તે ઉપર પ્રમાણે.

**મુંબઇથી રસ્તો ૩ જો**—જી. આઈ. પી. રેલમાર્ગે ભુસાવલ–ખંડવા-
ચીતોડ-ઉદેપુર માઈલ ૬૪૫ ભાડુ રૂ. ૭-૧૨-૦
ત્યાંથી પગરસ્તે ઉપર પ્રમાણે.

## ૯ મગસીજી.

**મુંબઇથી રસ્તો ૧ લો**—આણંદ–રતલામ–ઉજ્જન–અને મગસીજી
રેલમાર્ગે માઇલ ૫૧૮ ભાડુ રૂ. ૬–૧–૦

**મુંબઇથી રસ્તો ૨ જો**—ભુસાવલ–ખંડવા–ફતેહાબાદ-ઉજન અને
મગસીજી રેલમાર્ગે માઇલ ૫૦૭ ભાડુ રૂ. ૫–૧૨–૦

કેશરીઆજીથી જવું હોય તો—પગરસ્તે ઉદેપુર ત્યાંથી રેલમારગે ચી-
તોડ—રતલામ–ઉજન–અને મગસીજી માઇલ ૨૩૧ ભાડુ રૂ. ૨–૧૫–૦

## ૧૦ સમેતશીખર.

મગસીજીથી સમેતશીખર જવાના બે રસ્તા નીચે પ્રમાણે છે.

(૧) રેલમાર્ગે બીના–કટની-અલાહાબાદ-ગ્રેટી માઇલ ૧૦૯૦ ભાડુ રૂ. ૧૧-૪-૦
ત્યાંથી પગરસ્તે ગાઉ ૯ મધુવન સમેતશીખરની તલાટી.

(૨) રેલમાર્ગે બીના–કાનપુર–બનારસ લખેસરાઇ અને ગ્રેટી માઇલ ૧૨૮૦
ભાડુ રૂ. ૧૫–૧–૦ ત્યાંથી ઉપર પ્રમાણે.

મુંબઇથી સમેતશીખર જવાનાં ત્રણ રસ્તા છે.

(૧) મુંબઇથી નાગપુર—સીની–આસનસોલ–મધુપુર અને ગ્રેટી રેલમાર્ગે માઇલ ૧૧૬૬ ભાડુ રૂ. ૧૨–૧૧–૦ અને ત્યાંથી ગાઉ ૯ મધુવન સમેતશીખરની તલાટી પગરસ્તે છે.

(૨) મુંબઇથી ભુસાવલ–જબલપુર–અલાહાબાદ–લખેસરાઈ–મધુપુર અને ગ્રેટી રેલમાર્ગે માઇલ ૧૨૫૦ ભાડુ રૂ. ૧૫–૦–૦ ત્યાંથી ઉપર પ્રમાણે.

(૩) મુંબઇથી અમદાવાદ–અજમેર–જેપુર–આગ્રા–કાનપુર–લખેસરાઇ–મધુપુર અને ગ્રેટી માઇલ ૧૬૮૮ ભાડુ રૂ. ૧૯–૧૪–૦ અને લખે- સરાઇથી કલકતે થઇ જવું હોય તો માઇલ ૧૮૩ ભાડુ રૂ. ૨–૪–૦ વધારે પડશે ગ્રેટીથી ઉપર પ્રમાણે.

અમદાવાદથી જવાના રસ્તા ત્રણ છે.

(૧) ઉપર કલમ ૩ માં બતાવ્યા પ્રમાણે અજમેર થઇ જવું, ૧૩૭૨ માઇલ ભાડુ રૂ. ૧૬–૪–૦

(૨) અમદાવાદથી આણંદ–ગોધરા–રતલામ–મગસીજી–બીના–કતની–અલા- હાબાદ–લખેસરાઇ–મધુપુર અને ગ્રેટી રેલમારગ માઇલ ૧૦૧૮ ભાડુ રૂ. ૧૩–૬–૦ ત્યાંથી પગરસ્તે ઉપર પ્રમાણે.

(૩) અમદાવાદથી સુરત–બારડોલી–સોનગઢ–વ્યારા–અમલનેર–જળગામ- મેરૂ–ભુસાવલ–આકોલા (અહીંથી સોળ ગાઉ અંતરીક્ષજીનું તીરથ પગરસ્તે છે.)–નાગપુર–સીની–આસનસોલ–મધુપુર અને ગ્રેટી રેલ- મારગે માઈલ ૧૨૮૯ ભાડુ ૧૫–૫–૦ ત્યાંથી પગરસ્તે ઉપર પ્રમાણે.

## ૧૧ અંતરીક્ષજી.

મુંબઇથી જી. આઇ. પી. રેલને રસ્તે નાશીક–ભુસાવલ અને આકોલા માઇલ ૩૫૩ ભાડુ રૂ. ૩–૧૨–૦ ત્યાંથી પગરસ્તે ગાઉ ૧૬ સીરપુર (અંતરીક્ષજી તીરથ) છે.

## ૧૨ કુચ્છ ભદ્રેશર.

મુંબઇથી બે રસ્તા છે.

(૧) આગબોટ દરીઆ મારગે મુંબઇથી કચ્છ માંડવી જવું. ત્યાંથી પગરસ્તે ગાઉ ૨૦ આ ભદ્રેશરછે.

(૨) રેલમારગે મુંબઇથી અમદાવાદ થઇ મોરબી જવું ત્યાંથી પગ રસ્તે ગાઉ બાર વવાણીઆ બંદર જવું ત્યાંથી આગબોટમાં ખારીરોડ ગાઉ બાર જવું ત્યાંથી પગરસ્તે ગાઉ ૧૧ અંજાર થઇને ભદ્રેસર જવું મોરબીથી પગરસ્તે જવાય છે પણ બાર ગાઉનું રણ વચમાં આવે છે.

**એ મુંજબ ૧૪૩૩ વીષયથી ભરપુર શ્રી પ્રથમ પ્રકરણ જિનેશ્વર ભગવાનની પુર્ણ કૃપાથી સંપુર્ણકરી શ્રી બીજા પ્રકરણમાં શ્રીજૈન નેણપ્રકાસ સ્તવનાવળીનું લેસ માત્ર દિગંદર્શન આપવા શ્રી સંઘની રજા લઉં છું.**

### દોહરો.

પ્રકરણ પ્રથમ પુરણ થયું, આરંભુ પેભાગ;
શ્રી પ્રભુજી કરૂણા કરો, ધરો વલી સુભ રાગ.
અલ્પમતિથી ગ્રંથનું, પ્રથમ ભાગ આવાર;
સ્નેહ સહીત પુર્ણ કર્યો, જાણી પ્રભુનો પ્યાર.
વાસ વસી મુબઈમાં, વંદે લખમસી સદાય;
અનંત નાથ મહારાજના, પુજું પ્રેમે પાય;

**પહેલું પ્રકરણ સંપુર્ણ.**

## પ્રકરણ બીજું.

# શ્રી જૈન નેણપ્રકાશ સ્તવનાવળી.

### મંગલાચરણ.

દોહરો.

અરજ કરૂં આનંદથી, જય જય જગ કર્તાર;
"લખમ", વિનંતી આ સમે, ઉરધારો સુખકાર.

ગીતી

શ્રી મલ્લીજીનવરને, પાયે લાગી પ્રગટ કરૂં કવીતા;
કરૂણા મુજપર કરજો, જેથી પ્રસરે કાવ્ય તણી રવિતા.

### ૧ કચ્છ દેસે આવેલ જૈન ચૈત્યોની કેવળનાણી.

દક્ષિણ ભરતે કુંકણ દેશે । સાજીનજીઅ । મુંબઇ બંદર કહેવાય ।
જીન મંદીર જીહાં ઘણા । સાજીનજીઅ । વંદું વારંવાર ॥ ૧ ॥
કચ્છ દેશે શોભતા । સાજીનજીઅ । સુથરીઅ કિધા વાસ ।
આસા સહુની પૂરવે । સાજીનજીઅ । ગરતકલ્લોડજીન પાસ ॥ ૨ ॥
સાહેરો કોઠારો વરાડીઓ । સાજીનજીઅ । સાંધાણ શાંતિ જુહાર ।
સાંધવ પરજાગી વારોપધ્ધર । સાજીનજીઅ । વાંકુઅ અજીત જુહાર । ૩ ॥
અરપ્રાણપુરાપર સિંઘોડી । સાજીનજીઅ । રાણપુર લાલાજુહાર ।

જસાપુર જખૌબંદર । સાજીનજીઅ । વંદું વીરજીણંદ ॥ ૪ ॥
વડસર શુજાપુર બાંઢીઓ । સાજીનજીઅ । તેરા નલીઆ મુજાર
ચંદ્ર પ્રભુ અતિ દિપતા । સાંજનજીઅ । વંદું વંદું વારંવાર ॥ ૫ ॥
મંજલ વિથોણ અંગીઓ નખત્રાણું । સાજીનજીઅ । માકપટ
પરગણું કહેવાય।
ગઢસીસો ને કોટડો । સાજીનજીઅ દેવપુર દેવજુહાર ॥ ૬ ॥
રાધણજર ને કોટડી । સાજીનજીઅ । નાગરચો ચીઆસર ગામ ।
વંઢી નાણપુર દુમરો । સાજીનજીઅ । મોરીમંજલ આદિ જુહાર ॥૭ ॥
વઢ લહેરી બાહાડો । સાજીનજીઅ । બીંયસરા લાયજોગામ ।
દેઢીઆ બાયેટ હાલાપુર । સાજીનજીઅ । સાભરાઇ મોજાપગામ ॥ ૮ ॥
નાનુ મોટો રતડીઓ । સાજીનજીઅ । ઓનડોટ ગોધરો ગામ ।
સેડી દોણ મેરાઓ । સાજીનજીઅ । નવેવાસ સંતિ જુહાર ॥ ૯ ॥
રાયણ કોડાય નાગલપુર । સાજીનજીઅ । માંડવી ચૈત્ય પાંચ જુહાર ।
ગામ ગુંદીઆરી તણુંઆણું । સાજીનજીઅ આસંબીઓ ને વાંકુ છે
ગામ ॥ ૧૦ ॥
બીદડાં ભાડીઆ કાંડાકાહા । સાજીનજીઅ । નાની મોટી ખાખર જુહાર ।
ભુજપુર ત્રેગડી દેશલપુર । સાજીનજીઅ । મુંનરા નગર જુહાર ॥૧૧॥
ગોએર બારઇ લુણી ઝસરો । શાજીનજીઅ । વાંકી પત્રી વરાડો છે ગામ ।
કુંઢા નવિનાર કપાઇઓ । સાજીનજીઅ । ભદ્રા નગરી મુજાર ॥૧૨॥
બાવન જીનાલય દિપતા । સાજીનજીઅ । વંદું વંદું વીર જીણંદ ।
ભુચાઉદગાડું કુંભ્રોડી । સાજીનજીઅ । અંજાર દુધઇ ગામ ॥ ૧૩ ॥
ભચાઊ ચોબારીઓ જીસરો । સાજીનજીઅ । ગરપાતર ધમડકો ગામ ।
કિડીઆશર નગર રવ બકુતરો । સાજીનજીઅ । જંગી જરડ
શીરડી ઓ ગામ ॥ ૧૪ ॥

ગીડી સાણુઓ ઊમઈયો । સાજીનજીઅ । રાપર પ્રતેમઠ ગામ ।
તુણા ભીમાશર આદેશર । સાજીનજીઅ । સાંતલપુર એવો છે ગામ ૧૫
પ્રાંસુઓ ને ગગિધર । સાજીનજીઅ । ચીત્રોડ મુનપ્રરો ગામ ।
વાંઢીઓ વેંધ વખાણીએ । સાજીનજીઅ । કાનમેર આધોઈ ગામ ॥૧૬॥
વેજ પાસર અંબેડી કટારીઓ । સાજીનજીઅ । સિકારપુર
લાકડીઓ ગામ ।
ભુજ માનકુઓ બેરાજો । સાજીનજીઅ । પુનડી તુંબડી સુનડી છે ગામ ૧૭
મુખા ફરાદીઓ રામાણીઉં । સાજીનજીઅ । ભદ્ર નથુસાની કહેવાય ।
સંખ્યા સોની જાણીએ । સાજીનજીઅ । ઉપર બત્રીશ ગામ ॥ ૧૮ ।
ગામ નગર પુર પાટણે । સાજીનજીઅ । જીમ મૂરતિ જીહાં હોય ।
ઊત્તમ સાગર કહે પુંજ । સાજીનજીઅ । વંદતાં શિવ સુખ હોય ૧૯
કલસ । છન્નુઅ જીનવર છન્નુઅ જીનવર અધો ઉર્ધ્વને લોક તિર્છો
જાણીએ । સાસય અસાસયે જૈન પડિમા । તે સવે વખાણીએ ॥ ૧ ॥
ગચ્છ વિધી પક્ષ પુન્ય પ્રગટ । જ્ઞાન દાન મુણુદુએ । વાચક મુલા ।
કહે ભણતાં રિદ્ધી વૃધિ આણંદુએ । ઇતિ । કચ્છ દેશની
તિર્થમાલા સંપુર્ણ. ॥

## ૨ શ્રી સીદ્ધાચલનું સ્તવન.

મારૂંમન મોહ્યુરે શ્રી સિદ્ધાચળેરે, મારૂંમન મોહ્યુરે શ્રી વીમળાચળેરે;
દેખીને હરખીત થાય, વિધીશુ કિજેરે જાત્રા એહનીરે;
ભવ ભવનાં દુઃખ જાય. મારૂ૦ ૧
પંચમે આરેરે પાવન કારણેરે, એ સમ તિરથ ન કોય;
મોટો મહિમારે મહિયલ એહનોરે, આ ભરતે ઈહાં જોય. મારૂ૦ ૨
એણે ગિરિ આવ્યાંરે જિનવર ગણુધરારે, સિધ્યા સાધુ અનંત;
કઠણ કરમ પણ એ ગિરિ ફરસતાંરે, હોવે કર્મ નીઃસંત. મારૂ૦ ૩

જૈન ધરમનો જાચો જાણીએરે, માનવ તિરથ એ સ્થંભ;
સુરનર કિંનર નૃપ વિદ્યાધરારે, કરતા નાટાણી રંભ. મારૂં૦ ૪
ધન ધન દહાડોરે ધન ધન એ ઘડી રે, ધરીયે રૂદય મોઝાર;
જ્ઞાન વિમળસુરી ગુણ એના ઘણારે કહેતાં નાવે રે પાર. મારૂં૦ ૫

## ૩ તિર્થ ફળ આશ્રી સિદ્ધગિરી સ્તવન.

સિદ્ધગિરિ ધ્યાવો ભવિકા, સિદ્ધગિરિ ધ્યાવો;
ઘેર બેઠાં પણ બહુ ફલ પાવો ભવિકા, બહુ ફલ પાવો. એ આંકણી.
નંદીસર જાત્રા જે ફલ હોવે, તેથી બમણુરૂં ફલ પુંડરગિરિ હોવે. ભ૦ પું૦ ૧
તિગણું રૂચકગિરિ ચોગણું ગજદંતા, તેથી બમણુરૂં ફલ જંબુ મહંતા.
ભ૦ જં૦
ખટગણું ધાતકી ચૈત્ય જુહારે, છત્રીશ ગણુરૂં ફલ પુખ્ખલ વિહારે.
ભ૦ પું૦ ૨
તેથી તેરશગણું ફલ મેરૂ ચૈત્ય જુહારે, સહસ ગણુરૂં ફલ સમેતશિખરે.
ભ૦ સ૦
લાખ ગણુરૂ ફલ અંજન ગિરિ જુહારે, દશ લાખ ગણુરૂં ફલ અષ્ટા-
પદ ગિરનારે. ભ૦ અ૦ ૩
કોડિ ગણુરૂં ફલ શ્રી સિદ્ધાચલ ભેટે, જેમરે અનાદિનાં દુરિત ઉમેટે.
ભ૦ દુ૦
ભાવ અનંતે અનંત ફલ પાવે, જ્ઞાન વિમલ સૂરિ એમ ગુણ ગાવે.
ભ૦ એ૦ ૪

---

## ૪ શ્રી ગિરનારનું સ્તવન.

ગરબાની દેશી.

જઇને રહેજો માહારા વાલાજી રે, શ્રીગિરનારને ગોખ. જઇને૦
અમે પણ તિહાં આવશું, માહારા૦ જિહાંરે પામીશું જોગ જઇ૦ ૧
જાન લઇ જુનેગઢે, માહા૦ આવ્યા તોરણ આપ. જઇ૦
પશુઆં પેખી પાછા વલ્યા, માહા૦ જાતાં ન દીધો જવાબ. જઇ૦ ૨
સુંદર આપણ સારિખી, માહા૦ જોતાં નહીં મલે જોડ. જઇ૦
બોલ્યા અણ બોલ્યા કરો, મારા૦ એ વાતે તમને ખોડ. જઇ૦ ૩
હું રાગી તું વૈરાગીઓ, માહા૦ જગમાં જાણે સહુ કોય; જઇ૦
રાગી તો લાગી રહ્યા, માહા૦ વૈરાગી રાગીન હોય. જઇ૦ ૪
વર બીજો હું નવિ વરૂં, માહા૦ સઘલા મેલી સવાદ; જઇ૦
મોહનીયાને જઇ મળી, માહા૦ મ્હોટા સાથે શ્યો વાદ. જઇ૦ ૫
ગઢ તો એક ગિરનાર છે, માહા૦ નિરતો એક શ્રી નેમ; જઇ૦
રમણી એક રાજીમતી, માહા૦ પુરો પાડયો જેણે પ્રેમ. જઇ૦ ૬
વાચક ઉદયની વંદના, માહા૦ માની લેજો માહારાજ; જઇ૦
નેમ રાજુલ મુકતે મળ્યા, માહા૦ સાર્યાં આતમ કાજ. જઇ૦ ૭

## ૫ ભોયણીનું સ્તવન.

બંધ દીસો બાપુ છે શું કામ.—એ રાગ.

ચાલો ચાલો ભોયણપુર ગામ, જોવા જોવા ભોયણપુર ગામ;
ભાઇ વેગે જઇએરે, ચાલો ચાલો ભોયણપુર ગામ. ટેક.
મલ્લિજીન મહારાજ વસે ત્યાં, કરો પ્રીતે પરણામ. ( ૨ ) ભા. ચા. ૧
ભવ દુઃખ ભાવઠ ભંજન ભારી, વસે વા'લો તે ઠામ ( ૨ ) ભા. ચા. ૨
કળીજુગમાં કૌતક દેખાડી, કીર્તી કરી ગામ ગામ ( ૨ ) ભા. ચા. ૩
એવા સ્વામીનાં સેવે ચરણુ તો, લહુ આધ પામે સુખ ધામ. ( ૨ ) ભા. ચા. ૪

## ૬ મલ્લીનાથ સ્વામીનું સ્તવન.

( કસુંબી કસુંબી કસુંબી રંગ હો ગયે. ) એ રાહ.

મલ્લીજી મલ્લીજી મલ્લીજી, મલ્લીજી પ્રભુ મીલ ગયે; (૨)
સફલ હુઓ અવતાર. આજે મલ્લીજી. ૧
એક તો મેં દર્શન મેં દર્શન, મેં દર્શનકું આયો; (૨)
સુખ દેખી દુઃખ હુવો દુર. આજે૦ ૨
એક તો મનમોહ્યું મનમોહ્યું, મનમોહ્યું તારા રૂપને (૨)
ભુલ્યા કુરૂપ સંસાર, આજે૦ ૩
એક તો મેં પાપી મેં પાપી, મેં પાપી એ પાપ ધોયું: (૨)
પ્રભુ ગુણ સરોવરમાંજ, આજે૦ ૩
એક તો તું ત્રાતા તું ત્રાતા તું ત્રાતા તું ભ્રાતા; (૨)
અવરન તુજ વિના કોય. આજે૦ ૫
એક તો ગુણ ગાયા ગુણ ગાયા, ગુણ ગાયા તેરા મિત્ર મંડળે; (૨)
આણુકે તુમ આધાર. આજે૦ ૬

## ૭ સંખેશ્વરજીનું સ્તવન.

અંતર જામી સુણ અલવેસર, મહિમા ત્રિજગ તુમારો:
સાંભળીને આવ્યો હું તીરે, જનમ મરણ દુઃખ વારો.
સેવક અરજ કરે છે રાજ અમને શીવ સુખ આપો. એ આંકણી ૧
સહુકોના મન વંછીત પૂરો, ચિંતા સહુની ચૂરો;
એવું બિરૂદ છે રાજ તમારૂં, કેમ રાખો છે દૂરો. સે૦ ૨
સેવકને વલવલતો દેખી, મનમાં મહેર ન ધરશો;
કરૂણાસાગર કેમ કહેવાશો; જો ઉપકાર ન કરશો. સે૦ ૩
લટપટનું હવે કામ નહીં છે, પ્રત્યક્ષ દરિસણ દીજે;
ધોરૂ આરે બીજું નહિં સાહિબ પેટ; પડયાં પતીજે. સે૦ ૪

શ્રી સંખેશ્વર મંડણ સાહિબ, વિનંતડી અવધારો;
કહે જીનહર્ષ મયા કરિ મુજને, ભવસાયરથી તારો     સે૦     ૫

## ૮ શ્રી સંખેશ્વર પાર્શ્વનાથજીનું સ્તવન.

( હેવી રે રંભા જાણી જાવા કેમ દઇએ ) રાગ

સંખેશ્વર સ્વામી, અરજ સુણો ને હમારી     એ ટેક
સુંદર મનોહર મુરત પ્યારી, જાણે ઉગ્યો ભાણુ,
સંખેશ્વરમાં આપ બીરાજો, શું કરૂં વખાણુ રે     સંખે
નામ એક શત આઠ આપના, ઉપગારી અરિહંત;
વણારશી નગરીના વાશી, ભયભંજન ભગવંત રે.     સંખે૦
સેવકના મન વાંછીત કેરી, ચિંતા કરશો સુર;
શા માટે હવે દુર કરો છો, આવ્યો છું હજુર રે.     સંખે૦
દાદાજી દયા દરિશણ મુજને, જાણી છોરૂં આજ;
તુમ દરિશણથી સિદ્ધિ પાશે, રેહેશે મારી લાજરે;     સંખે૦
શ્રીજીન સંઘ મળી ગુણ ગાવે, આનંદ વારંવાર;
સુત નેણુની સંગે આને, ભવનિધિ ઉતારરે     સંખે૦

## ૯ શ્રી આબુજીનું સ્તવન.

આદિ જિનેસર પુજતાં દુઃખ મેટારે, આબુ ગઢ દ્રઢ ચિત્ત;
ભવિ જન ભેટોરે, દેલવાડે દેહેરાં નમી, દુ૦ ચાર પિરિમિત નિત, ભ૦ ૧.
વીરાગજ બલ પદમાવતી, દુ૦ ચક્કેસરી દ્રવ્ય આજ;     ભ૦
શંખ દિએ અંબી સૂરિ દુ૦ પંચ કોશ વહે બાજ.     ભ૦ ૨
બાર પાદસાહ જીતીને, દુ૦ વિમલ મંત્રી આલ્હાદ;     ભ૦
દ્રવ્ય ભરી ધરતી લીયો, દુ૦ આપ્યા દેર આસાદ.     ભ૦ ૩

બિંબુંતર અધિકા આઠસેં, હુ૦ બિંબ પ્રમાણુ કહાય. ભ૦
પંન્નરસેં કારીગરે, હુ૦ વર્ષ ત્રિકે તે થાય. ભ૦ ૪
દ્રવ્ય અનુપમ ખરચિયું, હુ૦ લાખ ત્રેપન બાર ક્રોડ; ભ૦
સંવત દશ અઠયાશીયે, હુ૦ પ્રતિષ્ઠા કરી મન હોડ. ભ૦ ૫
દેરાણી જેઠાણીના ગોખડા, હુ૦ લાખ અઢાર પ્રમાણુ; ભ૦
વસ્તુપાલ તેજપાલની, હુ૦ એ દોય કાંતા જાણુ. ભ૦ ૬
મૂલ નાયક નેમીસરૂ, હુ૦ ચારસેં અડસઠ બિંબ; ભ૦
ઋષભ ધાતુ મય દેહરે, હુ૦ એકસો પિસ્તાલીશ બિંબ. ભ૦ ૭
ચૌમુખ ચૈત્ય જુહારિયે, હુ૦ કાઊસ્સગ્ગીયા ગુણવંત; ભ૦
બાણું મિત તેહમાં કહ્યું હુ૦ અગન્યાસી અરિહંત. ભ૦ ૮
અચલ ગઢે પ્રભુજી ઘણા, હુ૦ જાત્રા કરો હુશિયાર; ભ૦
કોડિતપે ફલ જે લહે, હુ૦ તે પ્રભુ ભક્તિ વિચાર. ભ૦ ૯
સાલબન નિરાલંબને, હુ૦ પ્રભુ ધ્યાને ભવ પાર; ભ૦
મંગલ લીલા પામિયે, હુ૦ વિરવિજય જયકાર. ભ૦ ૧૦

## ૧૦ શ્રી તારંગાજીનું સ્તવન.

તારંગાની ટુંકે મુકું માન ગુમાનરે.—ટેક,
મૂલ નાયકજીહો અજિત જિનેશ્વર, સોહે દેહેરું મેરૂ સમાનરે. તારં૦ ૧
કેસર ચંદન અગર કપૂર ધુપ, કરી પુજા વધારોની વાનરે; તારં૦ ૨
આંગી રચો પંચ પુષ્પા વરણી, કરણી કરોની સુભ ધ્યાનરે. તારં૦ ૩
નથુ કલ્યાણ કવી દીપનો શ્રાવક કહે, મુકી મન ગાઓની ગ્યાનરે. તારં૦ ૪

## ૧૧ શ્રી રાણકપુરજીનું સ્તવન.

રાણકપુર રળીઆમણું રે લાલ, શ્રી આદીસર દેવ, મન મોહ્યુંરે;
ઉતંગ તોરણ દેહેરુંરે લાલ, નિરખીજે નિત્ય મેવ. મન૦ રા૦ ૧

ચઉવિશ મંડપ ચિહુ દીસેરે લાલ, ચઉમુખ પ્રતિમા ચાર; મન૦
ત્રિભુવન દીપક દેહરૂરે લાલ, સમોવડ નહી સંસાર. મન૦ રા૦ ૨
દીરી ચઉરાશી દીપતીરે લાલ, માંડયો અષ્ટાપદ મેર; મન૦
ભલે જુહારયાં ભોંયરાંરે લાલ, સુતાં ઉઠી સવેર. મન૦ રા૦ ૩
દેશ જાણીતું દેહરૂરે લાલ, મોટો દેશ મેવાડ; મન૦
લાખ નવાણું લગાવીયારે લાલ, ધન ધન્ને પોરવાડ. મન૦ રા૦ ૪
ખરતર વસઈ ખાંતશું રે લાલ, નિરખંતાં સુખ થાય; મન૦
પાંચ પ્રાસાદ બીજા વળીરે લાલ, જોતાં પાતિક જાય. મન૦ રા૦ ૫
આજ કૃતારથ હું થયોરે લાલ, આજ થયો આનંદ; મન૦
યાત્રા કરી જિનવર તણીરે લાલ, દુર ગયું દુખ દંદ. મન૦ રા૦ ૬
સંવત સોલ ને છોતેરેરે લાલ, માગસર માસ મોઝાર; મન૦
રાણકપુરે યાત્રા કરીરે લાલ, સમય સુંદર સુખકાર. મન૦રા૦ ૭

## ૧૨ શ્રી કેશરીયાજીનું સ્તવન.

હાંરે મારા ચીર । વનમાળી. એ ગરબાનીદેશી.

હરિ વાહાલો મારો રિખવ દેવ અનુવાસી, હાંરે એતો નગર ધુળેવાનો વાસીરે મારૂં મનડું રહ્યુ છે હાસી એ આંકણી. હાંરે વહાલો મારો કેશરીયો કહેવાએ, હરિ વાહાલાને બેટે ભવ દુઃખ જાએરે. મારૂં મનડું૦ ૧
હાંરે વાહાલાના મુખની શોભા સારી, હરિ મને દીઠડે લાગે પ્યારીરે. મારૂં૦ ૨
હાંરે વાહાલા હું તો મોહી તારા મુખને મટકે; હરિ છોગાળી આવે લટકેરે. મારૂં૦ ૩
હાંરે વહાલાને સંઘ ઘણેરા આવે, હાંરે વાહાલાને નિત્ય નવી આંગીઓ રચાવેરે. મારૂં૦ ૪

હાંરે વાહાલો મારો ઝાઝ બુડંતાં તારે, હાંરે સેવકના કાજ
સુધારેરે; મારૂં૦ ૫
હાંરે વાહાલો મારો તારક બિરૂદ ધરાવે, હાંરે તેતો અડ લંછ
જઈ આવેરે. મારૂં૦ ૬
હાંરે વાહાલો મારો ફાગણ શુદ બીજ અજવાળી હાંરે સહુ જાણે
કે દેવ દીવાળીરે. મારૂં૦ ૭
હાંરે વાહાલો મારો મુળચંદ વિજય ગુણ ગાવે, હાંરે સહી સંઘને
પાર ઊતારેરે. મારૂં મનડું૦ ૮

## ૧૩ શ્રી કેસરીયાનાજીનું સ્તવન.

શ્રી સંખેશ્વર પ્રભુ પાસ્વજીનવરા—એહ રાહ

તારની તું તાર તારની તું તાર કેસરીઆ દાતાર તું ઉગાર આજવાર
એ આંકણી.

જય જય શ્રી રિસહેશ્વર સ્વામી, મરૂદેવાના નંદ;
સામલી સુરત મોહની સુરત, દેખંતા આનંદ. તારની૦ ૧
સામલીયા કેસરીઆ સ્વામી, કેસર મેં ગરકાવ;
ફુલા કેરા સેખરાને, મુકુટે સાવ જડાવ. તારની૦ ૨
તું કરૂણાકર કરૂણા સિંધુ, કેવળ કમળાકંત;
ધુલેવાના સ્વામી મારા, જય જય શ્રી ભગવંત. તારની૦ ૩
સૌકોના મનવાંછીત પુરો, નોધારા આધાર;
જગવત્સલ તું જગતોને, ઉતારે ભવપાર. તારની૦ ૪
અક્ષય જ્ઞાનની પ્રાપ્તી માટે, ભવભવ તાહરી સેવ;
બાલમિત્ર સેવક ઈમ જંપે, દે દેવાધિદેવ. તારની૦ ૫

## ૧૪ શ્રી સમેતશિખરજીનું સ્તવન.

જઇ પુજો લાલ સમેતશિખર ગિરિ ઉપર પાસજી શામળા,
જિન ભક્તિ લાલ, કરતાં જીન પદ પાવે, ટળે ભવ આંબળા.
એ આંકણી.
છહરી પાળી દરશન કરીયે, ભવ ભવ સંચિત પાતિક હરીયે;
જીન આતમ પુન્ય રસે ભરીયે. જઈ૦ ૧
એ ગિરિવર નિત્ય સેવા કીજે, જીન સેવા સિવ સુખડાં કરમાં લીજે;
ચિદાનંદ સુધારસ નિત્ય પીજે જઈ૦ ૨
જિહાં સિંવરમણી વરવા આવ્યા, અજીતાદિક વીસે જીનરાયા;
બહુ મુનિવર યુત સિવ વધુ પાયા. જઈ૦ ૩
તેણે એ ઉત્તમ ગિરિ જાણો, કરો સેવા આતમ સ્યાણો;
એ ફરી ફરી નહીં આવે ટાણો. જઈ૦ ૪
તુમે ધન કન કંચનની માયા, કરતાં અસુચિ કીની કાયા;
કેમ તરશો વીણ એ ગિરિરાયા. જઈ૦ ૫
ઇમ શુભ મતિ વચન સુણી તાજા, એ ભજો જગગુરૂ આતમ રાજા;
ગિરિ ફરસે ધરી મન સુચિ સાઝા. જઈ૦ ૬
સંવત સર રિખિ ગજ ચંદ સમે, ફાગણ શુદિ ત્રીજ બુધવાર ગમે;
ગિરિ દરશન કરતાં ચિત રમે. જઈ૦ ૭
પ્રભુ પદ પદ્મ તણી સેવા, કરતાં નિત્ય લહિયે સિવ મેવા;
કહે રૂપ વિજય મુજ તેહેવા. જઈ૦ ૮

## ૧૫ શ્રી અંતરિક્ષ પાર્શ્વનાથજીનું સ્તવન.

આજ આનંદ હર્ખ વધાઇરે, આજ આનંદ હર્ખ વધાઈ. આજ૦.
શ્રી અંતરિક્ષ પ્રભુ પાસજી સ્વામી, છો તમે ઉપગારીરે; ,,

કાસીરે નગરે જન્મ તુમારો, છો તમે જીન રાજરે આજ૦
અસ્વસેન રાય પિતા તુમારો, વામા દેવી માતરે "
જે પ્રભુજીની અંગીઆ રચાવે ભાવે પુજા કરે સારરે "
દરીસણ તારો કરે જે આનંદે, પામે સુખ અપારરે "
અધર બીરાજો આપ છો સ્વામી, આસા સફલ કરો છોરે "
ભક્તી કરે જે તારી પ્રભુજી, તેના પાપ પલાએરે "
ઇંદ્રાણી મલી મંગલ ગાવે મોતીના ચોક પુરાઇરે "
દેવલ મોટો સીરપુર નગરે, છે તો સોભા ધારરે "
શ્રી કેસરીચંદજી મુનીરાજાનો, ઉપદેસ સૌ સ્વીકારીરે "
આકોલાથી શ્રી સંઘ આવે, જાત્રા કરે સુખકારીરે "
સંવત ઓગણીસ અઠ્ઠાવનની, શ્રી વિક્રમની સાલરે "
વૈશાખ વદી પાંચમ દીને, સુભ તીથી ભોમવારરે "
કુચ્છ કોઠારાનો કહેત રતનશી, મેં જાત્રા કીધી મનભાવરે "
શ્રી અંતરીક્ષ પ્રભુ પાસ જીનેશ્વર, આ ભવ દુઃખ નિવારોરે "

## ૧૬ શ્રી અષ્ટાપદનું સ્તવન.

કુંવર ગંભારો નજરે દેખતાંજી.—એ દેશી.

ચઉ અઠ દસ દોય વંદીયે જી. વરતમાન જગ દીશરે;
અષ્ટાપદ ગિરિ ઉપરેજી, નમતાં વાધે જગીશરે. ચ૦ ૧
ભરત ભરતપતિ જીન મુખેજી, ઉચ્ચરીયાં વતબાર;
દરશન શુદ્ધિને કારણેજી ચોવીસ પ્રભુનો વીહારરે. ચ૦ ૨
ઊંચપણે કોશ તિગ કહ્યુંજી, યોજન એક વિસ્તાર:
નિજ નિજ માન ભરાવીયાજી, બીંબ સ્વપર ઉપગારરે. ચ૦ ૩
અજીતાદિક ચઉ દાહિણેજી, પચ્છિમે પઉમાવઇ આઠરે;
અનંત આદે દશ ઉત્તરેજી, પુરવે વીર પાઠરે. ચ૦ ૪

રિખવ અજીત પુરવે રહ્યાજી, એ પણ આગમ પાઠરે;
આતમ શકતે કરે જાતરાજી, તે ભવિ મુક્તિ વરે હણી આઠરે. ચ૦ ૫
દેખો અચંબો શ્રી સિદ્ધાચલેજી, હુવા અસંખ્ય ઉદ્ધારરે;
આજ દીને પણ એણે ગીરીજી, ઝગમગ ચૈત્ય ઉદારે. ચ૦ ૬
રહેશે ઉત્સરપણી લગેજી, દેવ મહિમા ગુણ દાખરે;
સિંહનીષદ્યાદિક થીરપણેજી, વસુદેવહીંડની શાખરે. ચ૦ ૭
કેવલીજીન મુખ મેં સુણ્યુંજી, પણ વિધ પાઠ પઢાયરે;
શ્રી શુભ વીર વચન રસેજી, ગાયો રિખવ સિર ઠાયરે. ચ૦ ૮

## ૧૭ શ્રી પાવાપુરીજીનું સ્તવન.

પાવાપુરીમેં વીરજિનેસર, મુક્તે ગયે વંદો ભવિ ચરના.—પાવ૦—
એ આંકણી.

જલમંદિરમેં ચરન પુરાતન, સમવસરણ રચના દિલ ઠરના.—પા૦ ૧
જલકી લહેર કમલ સીતલતા, નાગ પ્રિરત ઊનસેં નહી ડરના—પા૦ ૨
મંદિર ઔર બગીચામેં હૈ, પ્રભુમુદ્રા દરિશન ભવ તરના;
જમણિ બાજુ સન્મુખ વેદિ પર, પ્રભુ પદકા નિત્ય પૂજન કરના—પા૦ ૩
દેવર્દ્ધિગણી ક્ષમાશ્રમણકી, મૂર્ત્તિ ગણધરજીકા ચરના;
દાદાજી થૂલિભદ્ર મુનિકા, મંદિર ચિહુંદિશિ પાતિક હરના—પા૦ ૪
ધર્મશાળાકી રચના સુંદર, દેખતહી દિલ આનંદ કરના;
કલ્યાણક ભૂમિ ફરશનસેં, દરિશન પૂજન શિવસુખ વરના—પા૦ ૫
ઓગણીશ એકાદશ ફાગુન વદિ, પંચમીકે દિન દરિશન કરના;
યાત્રા સફલ ભઈ સબકુંકી, વિનય નમત પ્રભુકે નિત ચરના-પા૦ ૬

## ૧૮ શ્રી રાજગ્રહીજીનું સ્તવન.

આજ આનંદ ધરી, સખીમોરી આજ આનંદ ધરી—એ આંકણી.

રાજગ્રહીમે પાંચ મંદિરકા, દર્શન પુજા કરી;
ગ્રાબર ગામમે એક મંદિરહે, ગૌતમ જનમ પુરી. સખી૦ ૧
વિપુલાચલ રતનગિરિ દુજો, ત્રીજો ઉદયગિરિ;
સોનગિરિ વૈભાર પંચોપરિ, મંદિર શોલવરિ, સખી૦ ૨
મંદિરમુદ્રા ચરન પુરાતન, વંદું ભાવધરી;
બહુ મુનિવર મુગતિ પદ પાયે, ધન ધન એહ ગિરિ. સખી૦ ૩
ઉષ્ણ યોની જલકા બહુ થાનક, કુંડકી રચના કરી;
કેવલી પ્રભુકા જ્ઞાન બિના નર, તીરથ પદ પકરી. સખી૦ ૪
તીરથભૂમિ પદ ફરસનથેં, નરભવ સફલ કરી;
ક્રોધાદિક સબ દૂર નિવારો, સમતા વિનય ધરી. સખી૦ ૫

## ૧૯ શ્રી સામળા પાર્શ્વનાથજીના દેરાશરનું વર્ણન.

### ત્રોટક છંદ.

સુખદાઇ સવાઇ શહેર ભણું, મંહી મંડણ કચ્છ ભુમી તણું;
સાહુકાર શ્રીમંત જનો બહુળા, નવ યોવન નારી ઘણી ચપળા;
જીન મંદીર સુંદર સોભી રહ્યાં, સુરલોકથી લાવી વીમાન ગ્રહ્યાં;
નવ રંગીત પંચ સુવર્ણ મઇ, બહુ બારી ઝરૂખા ગવાક્ષ સઇ;
ચીતરેલ મનોહર સીલ્પ જને, નર નારી જનાવર પક્ષી અને;
સુર કીંનર દાનવ નાગીનકા, ભુવના સુરવંતર જોતી રતકા;
વળી સાથ સાહેલી ટોળી મળી, ગુણ ગાય જીને સ્વરના વીમળી,
સુરી કીંનરી ખેચરી પ્રગન પતિ, બહુ નૃત્યે સુગીત મુખે સ્તવતી;
ધરી ભેરી પખાજ મૃદંગ બહુ, સરણાઇ સતારથી ગાય સહુ;
ગણી કોણ સકે ગુણ તેહ તણા, ભલી ભાતી ખુશીરહે મુનુતાં;

જય તેરા નગરે શુભ ભાવધરી, ચરણુ યુંજ વંદન હર્ષકરી;
પ્રભુ પાર્શ્વજીનેસ્વર સામળીઆ, નીરખત મુજ પાપ સવે ટળીઆ;
કરજોડી લખમશી વંદે મુખથી, તુમ મુક્ત કરો મુજને દુઃખથી;
સુખ શાંતી કરો પુરી તાપ હરો, બળ બુદ્ધિ પરાક્રમવાન કરો;

## ૨૦ શ્રી ધર્મનાથ સ્વામીનું સ્તવન.

( રે કર્યો વેસ્યાએ કેર, ઉપને ઝેર, વાળતુ વેર, હવે શાબને ) ચાલ.

શ્રી ધર્મનાથ મહારાજ, વીનંતિઆજ, ઉરમાં ધરજી; (૨)
સ્વિકારો મારાશામ, આટલી અરજી. ટેક.
મેં કર્યાં કર્મ કાંઇ ક્રોડ, નથી મુજ જોડ, અવનિમાંહી; (૨)
પાપી હું પુરણુ, પ્રેમધરોને કાંઇ. શ્રીધર્મ૦
છો રત્ન પુરીના રાય, સુવૃતામાય, સુતભાંનુંનાં; (૨)
સામાફ કરો મહારાજ, હોયજેગુના. શ્રીધર્મ૦
હું ભવ અટવી નીમાહિ, રઝળીઆરાય, રાંક બહું થઇને; (૨)
કાંઇ કીધા કોટી જન્મ, મરણ દુઃખ સહીને. શ્રીધર્મ૦
સંસાર જાળની સાથ, ગુથ્યા પગ હાથ, તરંશી રીતે; (૨)
પોહોચાડો નિધીપાર, નમું છું નિત્તે. શ્રીધર્મ૦
ચોરી ચાડી શીલભંગ, જાણીને રંગ, ધમંગે કીધા; (૨)
આ નીચ કર્મોને કાજ, કષ્ટ બહુલીધાં. શ્રીધર્મ૦
નહીં ધર્યો ધર્મ કાંઇ ધ્યાન, આણીને માન, કાયા નહી કષ્ટી; (૨)
આમૃતનંત દાખો હવે, આપની દ્રષ્ટી. શ્રીધર્મ૦
હું તરૂણીમાં બહુ તાન, ભુલ્યા સૌ ભાન, સુખ સાગરમાં; (૨)
મળશે કયાંથી તે રત્ન, પ્રભુ ગાગરમાં. શ્રીધર્મ૦
મે કર્યાં દેવ જે દોષ, રાખ્ય નહી રોષ, મારી હું માગું; (૨)

શર્ણે આવ્યો છું શામ, ચર્ણે હું લાગું. શ્રીધર્મ૦

નહી ધરૂં તુજવીણ ધ્યાન, કરંગુણ ગાન, ધર્મના ધોરી; (૨)

અર્પો શિવ રમણી સુખ, અર્જએ મોરી. શ્રીધર્મ૦

કહેદ્રિકરજોડીદાસ, પુરીને આશ, પાપ પર હરજો; (૨)

નેણ સુતતણી સો અર્જ, ધ્યાનમાં ધરજો. શ્રીધર્મ૦

## ૨૧ શ્રી નેમનાથના સાત વાર.

આદિ તે અરિહંત, અમઘેર આવો રે;
મારા સામ સલુણા નેમ દીલમાં લાવોરે. ૧

સોમે તે શુભ સણગાર સજી એ અંગેરે;
મારા જુગજીવન સાથ રમીએ રંગેરે. ૨

મંગળ શુભ દીન આજ મંગળ ચારૂંરે;
કાંઈ નવભવ કેરાનેહ હું સંભારૂંરે. ૩

બુધ ઘેર આવો નાથ બુધીના બળીઆરે;
પ્રભુ એક સેંહસને આઠ લક્ષણ ભરીઆરે. ૪

ગુરૂ ગીરવા ગુણવંત શીવા દેવીનારે;
કાંઈ સમુદ્ર વિજય કુલચંદ નેમનગીનારે. ૫

સુકર સેંહસાવન ચાલો સુજનીરે;
મારે સમય થયો પ્રભાત વીતી રજનીરે. ૬

શનીવારે સંજમ લીધ પ્રીત વધારીરે;
દોનુ પામ્યા પરમાનંદ નેનેમનારીરે. ૭

કહે મુળચંદ જે આશા પૂળસેરે;
જે નીરમલ પાળે શીયળ ભવજળ તરશેરે. ૮

## ૨૨ આ અતિત ચોવીશીના નામો ઉતાર્યા છે (તે થઇ ગઇ છે.) શ્રી તીર્થંકરોના નામ.

| સંખ્યા. | | | નામ. | સંખ્યા. | | | નામ. |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ... | ... | કેવળજ્ઞાની. | ૧૩ | ... | ... | સુમતિ. |
| ૨ | ... | ... | નિર્વાણી. | ૧૪ | ... | ... | શિવગતિ. |
| ૩ | ... | ... | સાગર. | ૧૫ | ... | ... | અસ્તાંગ. |
| ૪ | ... | ... | મહાયશ. | ૧૬ | ... | ... | નેમીશ્વર. |
| ૫ | ... | ... | વિમળ. | ૧૭ | ... | ... | અનિલ. |
| ૬ | ... | ... | સર્વાનુભૂતિ. | ૧૮ | ... | ... | યશોધર. |
| ૭ | ... | ... | શ્રીધર. | ૧૯ | ... | ... | કૃતાર્થ. |
| ૮ | ... | ... | દત્તતીર્થ. | ૨૦ | ... | ... | જીનેશ્વર. |
| ૯ | ... | ... | દામોદર. | ૨૧ | ... | ... | સુદ્ધમતિ. |
| ૧૦ | ... | ... | સુતેજા. | ૨૨ | ... | ... | શિવકર. |
| ૧૧ | ... | ... | સ્વામી. | ૨૩ | ... | ... | સ્યંદન. |
| ૧૨ | ... | ... | મુનિસુવ્રત. | ૨૪ | ... | ... | સંપ્રતિ. |

શ્રી સમતસીખર તીર્થપર શ્રી અજીતાદિક વીશ તીર્થંકર મોક્ષપદ પામ્યા છે. તેમનાં નામ તથા જન્મ નગરી, તેમના પીતાનું નામ, માતાનું નામ, શરીરનું માન. આયુષ્ય પ્રમાણ, લાંછન, શરીરનો વર્ણન, કેટલા દિવસની સંલેષણા કરી, કહેવા આસને રહ્યાયકા મોક્ષ ગયા, અને કેટલા સાધુઓની સાથે મોક્ષ ગયા, તેની સંખ્યા; એટલા બોલનો યંત્ર ચોવીશ તીર્થંકરનો આંહી દાખલ કરીએ છીએ. તેમાંથી પહેલા શ્રી આદિશ્વર ભગવાન અષ્ટાપદે સિદ્ધિ પામ્યાં છે. તથા બારમાં શ્રી વાસુપૂજ્ય સ્વામી ચંપાનગરીયે સિદ્ધિ પામ્યા છે. અને બાવીશમાં શ્રી નેમિનાથજી ગિરનારે પર્વતવિષે સિધ્ધિ પામ્યા છે. વલી ચોવીશમાં શ્રી વીરપરમાત્મા પાવાપુરીને વિષે સિદ્ધિ પામ્યા છે. એવંચાર તીર્થંકર વર્જીને સેપવીશ તીર્થંકરનું મોક્ષસ્થાન એ શ્રી સમેતશિખરજી મહાતીર્થંજ છે એમ સમજવું.

# ૨૩ વર્તમાન ચોવીસ તીર્થંકરોનો કોઠો.

| ક્રમ | તીર્થંકર નામ. | જન્મનગરી. | પીતાનું નામ. | માતાનું નામ. | શરીર પ્રમાણ ધનુષ | આયુસમાન પૂર્વ. | લછંન | શરીરનું વર્ણ. | સંલેષણા કેટલા દિવસની કરી. | કેવા આસને મોક્ષ ગયા. | કેટલા સાધુ સાથે ગયા. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ઋષભનાથ | વિનીતા | નાભિરાજા | મરૂદેવા | ૫૦૦ | ૮૪૦૦૦૦૦ | વૃષભ | સુવરણ | ૭ ઉપવાસ | પદ્માસન | ૧૦૦૦ |
| ૨ | અજિત૦ | અયોધ્યા | જિતસત્રું | વિજયા | ૪૫૦ | ૧૨૦૦૦૦૦ | હાથી | સુવરણ | એક માસ | કાઉસ્સગ્ગ | ૧૦૦૦ |
| ૩ | સંભવ૦ | સાવથ્થી | જિતારી | સેના | ૪૦૦ | ૬૦૦૦૦૦૦ | અશ્વ | સુવરણ | એક માસ | કાઉસ્સગ્ગ | ૧૦૦૦ |
| ૪ | અભિનંદ૦ | વિનિતા | સંવરરાજા | સિદ્ધાર્થી | ૩૫૦ | ૫૦૦૦૦૦૦ | વાંદર | સુવરણ | એક માસ | કાઉસ્સગ્ગ | ૧૦૦૦ |
| ૫ | સુમતિના૦ | નેશલ | મેઘરાજા | મંગલા | ૩૦૦ | ૪૦૦૦૦૦૦ | ક્રોંચપક્ષી | સુવરણ | એક માસ | કાઉસ્સગ્ગ | ૧૦૦૦ |
| ૬ | પદમપ્રભૂ | કૌશાંબી | શ્રીધરરાજા | સુસીમા | ૨૫૦ | ૩૦૦૦૦૦૦ | કમલ | રક્ત | એક માસ | કાઉસ્સગ્ગ | ૩૦૮ |
| ૭ | સુપાર્શ્વ૦ | વણારસી | પ્રતિષ્ટરાજા | પૃથ્વી | ૨૦૦ | ૨૦૦૦૦૦૦ | સાથીયો | સુવરણ | એક માસ | કાઉસ્સગ્ગ | ૫૦૦ |
| ૮ | ચંદ્રપ્રભૂ૦ | ચંદ્રપુરી | મહસેનરા૦ | લક્ષ્મણા | ૧૫૦ | ૧૦૦૦૦૦૦ | ચંદ્ર | શ્વેત | એક માસ | કાઉસ્સગ્ગ | ૧૦૦૦ |
| ૯ | સુવિધિ૦ | કાકંદી | સુગ્રીવરા૦ | રામા | ૧૦૦ | ૨૦૦૦૦૦ | મગર | શ્વેત | એક માસ | કાઉસ્સગ્ગ | ૧૦૦૦ |
| ૧૦ | શીતલ૦ | ભદ્દિલપુર | દ્રઢરથ | નંદા | ૯૦ | ૧૦૦૦૦૦ | શ્રીવત્સ | સુવરણ | એક માસ | કાઉસ્સગ્ગ | ૧૦૦૦ |
| ૧૧ | શ્રેયાંસ૦ | સિંહપુરી | વિષ્ણુરાજા | વિષ્ણી | ૮૦ | *૮૪૦૦૦૦૦ | ગેંડા | સુવરણ | એક માસ | કાઉસ્સગ્ગ | ૧૦૦૦ |
| ૧૨ | વાસુ પુજ્ય | ચંપાપુરી | વસુપુજ્ય | જયા | ૭૦ | *૭૨૦૦૦૦૦ | પાડાનું | લાલ | એક માસ | કાઉસ્સગ્ગ | ૬૦૦ |
| ૧૩ | વિમલનાથ | કંપિલપુર | સુતવરમ | શ્યામા | ૬૦ | * ૬૦૦૦૦૦ | વરાહ | સુવરણ | એક માસ | કાઉસ્સગ્ગ | ૬૦૦ |
| ૧૪ | અનંત૦ | અયોધ્યા | સિંહસેન | સુજસા | ૫૦ | *૩૦૦૦૦૦૦ | સીચાણ | સુવરણ | એક માસ | કાઉસ્સગ્ગ | ૭૦૦ |
| ૧૫ | ધર્મનાથ | રત્નપુરી | ભાનુ | સુવ્રતા | ૪૫ | *૧૦૦૦૦૦૦ | વજ્ર | સુવરણ | એક માસ | કાઉસ્સગ્ગ | ૧૦૮ |
| ૧૬ | શાંતિનાથ | ગજપુર | વિશ્વસેન | અચિરા | ૪૦ | * ૧૦૦૦૦૦ | હરિણ | સુવરણ | એક માસ | કાઉસ્સગ્ગ | ૯૦૦ |
| ૧૭ | કુંથુનાથ | ગજપુર | સુરરાજા | શ્રીરાણી | ૩૫ | * ૯૫૦૦૦ | બકરો | સુવરણ | એક માસ | કાઉસ્સગ્ગ | ૧૦૦૦ |

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૮ | અરનાથ | નાગપુરી. | સુદર્શન | દેવીરાણી | ૩૦ | * | ૮૪૦૦૦ | નદાવર્ત | સુવરણ | એક માસ | કાઉસ્સગ્ગ | ૧૦૦૦ |
| ૧૯ | મલ્લિજી | મથુરાં | કુંભરાજા | પ્રભાવતી | ૨૫ | * | ૫૫૦૦૦ | કલશ | નીલવરણ | એક માસ | કાઉસ્સગ્ગ | ૫૦૦ |
| ૨૦ | મુનિસુવ્રત | રાજગૃહી | સુમિત્રરા. | પદ્માવતી | ૨૦ | * | ૩૦૦૦૦ | કાચબો | સ્યામવરણ | એક માસ | કાઉસ્સગ્ગ | ૧૦૦૦ |
| ૨૧ | નમિનાથ | મથુરા | વિજયરા. | વપ્રારાણી | ૧૫ | * | ૧૦૦૦૦ | કમલ | પીલાવરણ | એક માસ | કાઉસ્સગ્ગ | ૧૦૦૦ |
| ૨૨ | નેમિનાથ | સૌરીપુર | સમુદ્રવિ. | શિવાદેવી | ૧૦ | વર્ષ | ૧૦૦૦ | શંખ | સ્યામવરણ | એક માસ | કાઉસ્સગ્ગ | ૫૩૬ |
| ૨૩ | પારસનાથ | બનારશી | અશ્વસેન | વામાદેવી | ૯હાથ | વરષ | ૧૦૦ | સર્પ | નીલવરણ | એક માસ | કાઉસ્સગ્ગ | ૩૩ |
| ૨૪ | વર્દ્ધમાન | ક્ષત્રિકુંડ. | સિદ્ધાર્થરા. | ત્રીશલાદે. | ૭હાથ | વરષ | ૭૨ | સિંહ | પીલાવરણ | બે ઉપવાસ | પદ્માસન | એકાકી |

યંત્રસ્થાપના.

એ યંત્રસ્થાપનામાં કાંઇ ભુલચુક કોઇ સજજનને દૃષ્ટી ગોચર થાયે તો સુધારી વાંચવો તથા કૃતાને લખી જણાવવો તો ત્રીજી આવૃતિ.વખતે સુધારવામાં આવશે.

વિશેષ યંત્રમાં વધારે સુધારો કોઇ મહાત્મપુરૂષ સાધુ ગુરજી લખી જણાવશે તો મોટા ઉપકાર સહીત સુધારી દાખલ કરવામાં આવશે. આ યંત્ર મારી અલ્પબુદ્ધિ અનુસારે રચી દાખલ કીધો છે. માટે ભુલચુક કદાચ નજરચુકથી રહી ગઇ હોય તે સૂજ્ઞ સજજનોએ ક્ષમા કરવી ગટીત છે.

લિ૦ કૃતા.

લ. ને. શવાણી.

* આનિશાની જે કરી છે ત્યાંથી આયુંસમાન વર્ષનો જાણવો તેથી ઉપર પુર્વનો જાણવો.

## ૨૪ અનાગત ચોવીશીના નામ (આ ચોવીશી હવે થશે.)

| સંખ્યા. | | | નામ. | સંખ્યા. | | | નામ. |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ... | ... | પદ્મનાભ. | ૧૩ | ... | ... | નિઃકષાય. |
| ૨ | ... | ... | સુરદેવ. | ૧૪ | ... | ... | નિષ્પુલાક. |
| ૩ | ... | ... | સુપાર્શ્વદેવ. | ૧૫ | ... | ... | નિર્મમ. |
| ૪ | ... | ... | સ્વયંપ્રભ. | ૧૬ | ... | ... | ચિત્રગુપ્ત. |
| ૫ | ... | ... | સર્વાનુભુતિ. | ૧૭ | ... | ... | સધિમા. |
| ૬ | ... | ... | દેવશ્રુત. | ૧૮ | ... | ... | સંવર. |
| ૭ | ... | ... | ઉદયનાથ. | ૧૯ | ... | ... | યશોધર. |
| ૮ | ... | ... | પેઢાવી. | ૨૦ | ... | ... | વિજય. |
| ૯ | ... | ... | પોટ્ટિલ. | ૨૧ | ... | ... | મલ્લિનાથ. |
| ૧૦ | ... | ... | શતકીર્તિ. | ૨૨ | ... | ... | દેવનાથ. |
| ૧૧ | ... | ... | સુવ્રતનાથ. | ૨૩ | ... | ... | અનંતવીર્ય. |
| ૧૨ | ... | ... | અમમ. | ૨૪ | ... | ... | ભદ્રકૃત. |

## ૨૫ આ વીશ ભગવાન હાલ મહાવિદેહ ક્ષેત્રમાં વિચરે છે.

| સંખ્યા. | | | નામ. | સંખ્યા. | | | નામ. |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ... | ... | સીમંધર. | ૧૧ | ... | ... | વજ્રધર. |
| ૨ | ... | ... | યુગમંધર. | ૧૨ | ... | ... | ચંદ્રાનન. |
| ૩ | ... | ... | બાહુ. | ૧૩ | ... | ... | ચંદ્રબાહુ. |
| ૪ | ... | ... | સુબાહુ. | ૧૪ | ... | ... | ભુજંગમ. |
| ૫ | ... | ... | સુજાત. | ૧૫ | ... | ... | નેમપ્રભ. |
| ૬ | ... | ... | સ્વયંપ્રભ. | ૧૬ | ... | ... | ઇશ્વર. |
| ૭ | ... | ... | રિષભાનન. | ૧૭ | ... | ... | વીરસેન. |
| ૮ | ... | ... | અનંતવીર્ય. | ૧૮ | ... | ... | દેવયશ. |
| ૯ | ... | ... | સુરપ્રભ. | ૧૯ | ... | ... | મહાભદ્ર. |
| ૧૦ | ... | ... | વિશાળ. | ૨૦ | ... | ... | અજીતવીર્ય. |

## ૨૬ શુદ્ધ શ્રદ્ધા—સમકિત.

જેમ નાનાંથી મોટા દરેક બાંધકામ અથવા બીજી વસ્તુને સ્થીર મજબુત રેહેવા માટે પાયાની અથવા બીજા આધારની જરૂર છે તેમ ધર્મરૂપ ભવ્ય મંદીરનો આધારભૂતપાયો શુદ્ધ શ્રધ્ધા છે. જ્યાં સુધી શુધ્ધ સમકિત દ્રઢપણે કાયમ ટકી શકશે નહી, ત્યાં સુધી ધર્મરૂપ મંદીરની સ્થિતિ નિર્ભયપણે નભીશકવાની નથી; એટલે કે શુધ્ધ સમકિત વગરની દરેક ધર્મ કરણી નિરજીવ દમ વગરની છે; વાસ્તે શુધ્ધ શ્રધ્ધા એટલે શું? અને તેની દ્રઢતા શી રીતે રાખી શકાય તે દરેક સુગ્ન જનને જાણુવા તેમજ તે મુજબ વર્તવાની કેટલી જરૂર છે તે આ ઉપરથી સેહેજ સમજી શકાશે.

વળી સુગ્ન શ્રાવકે ધર્મમાં પ્રવેશ કરતી વખતે શુધ્ધ શ્રધ્ધારૂપ રત્ન પ્રથમ હાથ કરવાની અવસ્ય જરૂર છે, કારણ કે તેના આલંબ નથી ધર્મ સંબંધી દરેક કાર્ય ફળીભૂત થઇ શકે છે, એટલુંજ નહીં પણ શ્રાવકના યથાસ્થિત લક્ષણો ગ્રહણ કરવાને લાએક બની શકે છે, દાખલા તરીકે જેમ નાગમણિ ગ્રહણ કરનાર ગમે તેટલા અગાધ જળમાં પણ રસ્તો મેળવી સ્વેચ્છાનુસાર ગમન કરી શકે છે તેમ સમકિત રૂપી અમુલ્ય રત્ન વડે આઘોર સંસાર સમુદ્રમાં ગમે તે જગાએ અને ગમે તેવી સ્થિતીમાં પણ ધર્મરૂપી મહાનસ્તંભ દ્રઢપણે હાથ રાખવાને જીવ શક્તિવાન થશેજ.

પરંતુ સમકિત એટલે શું? તે પ્રથમ જાણ્યાશિવાય એવું અમુલ્ય રત્ન શોધી કાઢવાને કોઇ ઉદ્યમ કરી શકે નહી માટે શુધ્ધ શ્રદ્ધાનુ સ્વરૂપ સંક્ષેપમાં આંહી વર્ણવેલ છે અને વિશેષ ખુલાસો તેમજ અનુભવ ગુરૂ સમાગમ વિગેરેથી મેળવી તે પ્રમાણે કાળજીથી વર્તવાની દરેક સુગ્ન જનની ખાસ ફરજ છે, હવે સમકિત એટલે:—

સત્તદેવ, શત્તગુરૂ, અને સત્તધર્મ, એ ત્રણે તત્વોને યથાર્થ જાણી, તેનું ખરા ભાવથી આરાધન કરવાથીજ જીવનું કલ્યાણ થાય છે એમ જ્ઞાનથી નિશ્ચે માની, તેની દ્દઢતા કરીને એ ત્રણે તત્વો બાબત શુદ્ધ શ્રધ્ધા રાખવી એશ્રધ્ધા—સમકિત—અને દર્શન એ ત્રણે નામથી ઓળખાય છે.

ભવ્ય જીવોએ ધર્મમાં પ્રર્વત્તન કરતી વખતે ઉપર પ્રમાણેની શુધ્ધ શ્રધ્ધા દ્રઢ કરવાની અવશ્ય જરૂર છે. કારણ કે ધર્મનો મુળ પાયો તે સમકિત છે. જો શ્રધ્ધા શુધ્ધ છે, તો પછી ધર્મક્રિયા થોડી બની શકે તો પણ તે બહુ ફળદાયક થાય છે; અને શુધ્ધ શ્રધ્ધાવિના જ્ઞાન ધ્યાન–ક્રિયા વિગેરેથી ફક્ત શુભ કર્મ બંધાય છે, પણ તેથી મોક્ષની પ્રાપ્તી થતી નથી.

વળી શાસ્ત્રમાં કહયું છે કેઃ—ઘણા પ્રકારના શાસ્ત્રો જાણતાં છતાં પણ સમકિત વિના જીવ પૈડાની નાભીમાં લાગેલા આરાની માફક સંસાર અટવી માં ભમેછે તેમજ કહયું છે જેઃ—

જે પુરૂષથી ક્રિયા અનુષ્ટાન બનતા નથી પણ તે સુદેવ–સુગુરૂ અને ક્ષમાધ્યા તથા વિનયમુળ શ્રી જૈન ધર્મ ઉપર દ્રઢ પ્રીતિ રાખી શ્રધ્ધાવંત છે તે મોક્ષ જવાને પાત્ર છે. વળી કહયું છે કેઃ—

जसक्केतं क्रिरइ अहवान सकेइत हवे सद्दहः;

सदहमाणो जीवो पावाइ अय राम रंठाणां ॥ १ ॥

**ભાવાર્થઃ**—હે જીવ! તુ ક્રિયા કરી શકે તો કર અને જો ક્રિયા ન બની શકે તો પણ જેવો શ્રી વિતરાગે ધર્મ કહયો છે તેવી રીતે સદ્દહજે—અર્થાત સદહણા શુધ્ધ રાખજે કેમકે સદ્દહણા સુધ્ધ રાખનાર જીવ અજરામર સ્થાનક ( મોક્ષ ) પામે છે.

વળી શુધ્ધ શ્રધ્ધા વિના જ્ઞાન—ધ્યાન—ક્રિયા એ ફક્ત પુન્યના કારણે છે. પણ તેથી સકામ નિર્જરા થતી નથી. ચાહે તેટલું વ્યવહારથી કષ્ટ ક્રિયા કરે, સાધુ પંચમહાવ્રત પાળે, શ્રાવક બારવ્રત પાળે, પણ શુદ્ધ શ્રધ્ધાવિના મોક્ષ પ્રાપ્તિ થતી નથી; અને તેવી કરણીરૂપ સાધુના પંચ મહાવ્રત તથા શ્રાવકના બારવ્રત તો અભવ્ય જીવને પણ ઉદય આવે એટલુંજ નહીં પણ ઓધા મુહુપતીનો મેરૂપર્વત જેવડો ઢગલો થાય તેટલાં ચારિત્ર, એવી ક્રિયાસહીત આ જીવે પાળ્યા પણ જીવની ગરજ સરી નહી મતલબ કાર્યની સિધ્ધી થઇ નહીં; મોક્ષપદ પ્રાપ્ત થયું નહીં; અને એવાં ચારિત્રો ઘણી વખત પાળ્યાં છતાં ઘણા જીવો નર્ક ત્રીજંચ તથા છકાયમાં ભમ્યા કરે છે.

પણ તેથી ઉલટું ઘણા જીવો એક ભવમાં શુધ્ધ સદહણા કરી, તત્ત્વ માર્ગ પામી, શ્રધ્ધાવંત થઇ, ને થોડાજ ભવમાં મોક્ષ ગયા છે? જાય છે. અને જશે.

કહયું છે કેઃ—

सम्मत पत्त जीवाः नीर थतिरिय नहुं तिकरसायि
सुहमाण सेदेवेहिः उप्पज्जित्ता सिवं जंति ॥ १ ॥

(ક્ષાયક) સમકિત પામેલા જીવો કદી પણ (પૂર્વ બંધ પડયો ન હોય તો) નારકી કે તીર્યંચ થતા નથી પણ સારા મનુષ્ય અને દેવતા પણે ઉત્પન્ન થઇ અંતે મોક્ષ ગતીને પામે છે માટેઃ—

ભવ્ય જીવોએ સુદેવ—સુગુરૂ અને ક્ષમા દયા તથા વિનય મુળ શ્રી જૈન ધર્મ ઉપર દ્રઢ શ્રધ્ધા રાખી એટલે શુધ્ધ શ્રદ્ધાવંત થઇને પછી પોતાની યથા શક્તિ પ્રમાણે જ્ઞાન-ધ્યાન-ક્રિયા વગેરે ધર્મ કરણી કરવાથી તે બહુ ફળદાયક નીવડે છે અને તેથીજ છેવટે મોક્ષની પ્રાપ્તિ થાય છે. તેમજ કહયું છે કેઃ—

ધર્મ કરણી થોડી થાય તો હરકત નહીં પણ ક્રિયા અનુષ્ટાન કેમ કરવાં? તેમાં કેવા અતીચાર લાગે છે? શું શું દોષ લાગે છે? તેમજ મુળ પાઠ ભણવામાં આવે છે તેનો ભાવાર્થ શું છે? વિગેરે બરાબર સમજીને એક ચિત્તથી શાંત મને અને શુધ્ધ ભાવથી વિનય-પૂર્વક ક્રિયા **કરવામાં તેમજ ભણવા ગણવામાં આવે તો તે બહુજ ફળદાયક નીવડે છે.**

## સત્તદેવ, સત્તગુરૂ અને સત્તધર્મ વિષેઃ—

૧ જેનામાં કોઇપણ દોષ ન હોય (એટલે હવે પછી દરસાવેલ અઢારે દોષ રહિત હોય) તેજ સત્તદેવ.

૨-પોતેકંચન-કામની રહિત હોય તેમજ નિરલોભી અને નિરલાલચી હોય અને આ અઘોર દુઃખમય સંસારમાં ભવ્ય પ્રાણીઓને ધર્મરૂપ નૌકામાં બેસાડી ખરે અને સિધ્ધે રસ્તે લઇ જઈ મોક્ષ નગરીના અંદરે પહોંચાડવા શક્તિવાન થાય એવા જે નિગ્રંથમહાતમા તેજ સત્તગુરૂ.

૩-જે દુર્ગતીમાં જવાનદિયે અને દયામુળ, ક્ષમામુળ, તથા વિનયમુળ હોય તેજ--સત્તધર્મ.

કહ્યું છે કેઃ—

### દોહરો.

દયા ધરમકો મૂલ હે, નરક મુલ અભિમાન;
તુલશી દયા ન છાડીયે, જબલગ ધટમેં પ્રાણ.

કરોડો કલ્યાણની કરનારી, દુર્ગતિ અને દુઃખને દુર ખસેડનારી તથા સંસાર સમુદ્રથી તારનારીએક જીવ દયાજ છે.

વળી મહા ભારતમાં પણ કહ્યું છે કેઃ—અહિંસાએજ ઉત્તમ ધર્મ, ઉત્તમ દમ, ઉત્તમ દાન, તથા ઉત્તમ તપ છે.

---

### હરિગીત છંદ.

જો સાધવા શુભ મોક્ષ પદને, જૈન બધું આદરો;
આરાધવા એ ત્રણે તત્વો, પ્રસિદ્ધ જે મારગ ખરો.
સુદેવને સુગુરૂ છે, સુધર્મ પણ સંગ રહે;
એ ત્રણે તત્વોનો જીનેશ્વર, ભેદ બુદ્ધિથી કહે.
સુદેવ અઢારે દોષથી, જે રહિત તે અરિહંત છે;
વર્જિત ઉપાધી જન્મ, મરણાદિક જરાથી અંત છે.
અક્ષય, અચળ, અવિનાશી આદિ, અષ્ટ ગુણોથી ભર્યા;
અલંખ નિરંજન સિદ્ધભય દુઃખ ભંજણાદિ પણ ખરા.
સુગુરૂ સત્તાવીશ ગુણોક્ત, સુબોધના દાતાર છે;
યતી ધર્મ તે શ્રી કેવળી, સિદ્ધાંતમત અનુસારથી.
સુઆત્મ ભાવે માનવો, સદધર્મ સદ વિચારથી;
એ ત્રણે તત્વોનું સુખ દશરણ, ભવ્ય જીવ ઉરે ધરો.
મન વચન કાયા સ્થિર કરો તો, મોક્ષ પંથે વિચરો;
આ દેહ દુર્લભ મનુષ્ય પામી, પ્રમાદો પ્રેમે તજો;
**લખમશી** કહે સુમુક્તિ મળશે, જો પ્રભુ ભાવે ભજો.

☞ સત્તદેવ તે શ્રી તીર્થંકર દેવ અઢાર દોષ રહિત છે તે અઢાર દોષના નામ:-૧ અજ્ઞાન. ૨ ક્રોધ. ૩ મદ. ૪ માન. ૫ માયા. ૬ લોભ. ૭ રતિ. ૮ અરતિ. ૯ નિંદ્રા. ૧૦ શોક. ૧૧ અસત્ય. ૧૨ ચોરી. ૧૩ મત્સર. ૧૪ ભય. ૧૫ જીવહિંસા. ૧૬ પ્રેમ. ૧૭ ક્રિડા પ્રસંગ. ૧૮ અને હાસ્ય.

☞ સત્તગુરૂના સત્તાવીશ ગુણ નિચે પ્રમાણે:—

૧ જીવ હિંસા ન કરવી. ૨ ખોટું સર્વથા ન બોલવું ૩ અદત્તા દાન બીલકુલ નલેવું (ચોરી ન કરવી.) ૪ મૈથુન (સ્ત્રી ગમન બીલ

ખરા ભાવથી હમેશાં આરાધન કરવું એ દરેક સુજ્ઞ જનની ખાસ ફરજ છે.

## સમકિતના પાંચ અતિચાર.

રાગ—આશાગોડી.

સમકિત સહીત આચરીએ,
વૃત બાર સમકિત સહીત આચરીએ;........એ ટેક.
સુગુરૂ સમીપેરહીને અહરનિશ,
અતિચાર પાંચ પર હરીએ....................વૃત૦
જૈન ધર્મમાં શંકા તજીને,
અન્યમત ઇચ્છા નવ કરીએ....................વૃત૦
ધર્મના ફળનો સંદેહ કરતાં,
દિલમાં વિચારી ડરીએ....................વૃત૦
પાખંડીની નહીં કરો પ્રસંશા,
પરિચય કુધર્મે નવ કરીએ....................વૃત૦

## શ્રી સમકિતના ૬૭ બોલ.

આ સડસઠ ભેદ જાણીને તે પ્રમાણે વર્તવાથી સમકિત દૃઢ થાય છે. માટે દરેક સુજ્ઞ પુરૂષે તે મુજબ વર્તવા ખાસ જરૂર છેઃ—

### સમકિતની ચાર પ્રકારની સદ્દહણા.

૧—જીવાદિક નવ તત્વને જાણવાનો અભ્યાસ ઉદ્યમ કરવો.
૨—આચાર્ય ઉપાધ્યાય તથા ગુરૂની સેવા ભક્તિ કરવી.
૩—સમકિતથી પડેલા એવા પુરૂષનો સંગ તજવો.
૪—ખોટા મતવાળાઓનો સંગ તજવો.

## સમકિતના ત્રણ પ્રકારના લીંગ.

૧—જેમ કિન્નર દેવતા, રાગના જાણ, ગીત ઉપર ચિત્ત દીએ, તેમ ગુરૂનો ઉપદેશ એક ચિત્તે સાંભળવો.

૨—જેમ ભુખ્યો માણસ અન્નની અભીલાષા કરે તેમ ધર્મ કરવાની ઇચ્છા રાખવી.

૩—દેવ ગુરૂ તથા ધર્મને રૂડી રીતે આરાધવા.

## સમકિતના દસ પ્રકારના વિનય.

૧—અરિહંત દેવની ભક્તિ કરવી, બહુ માન દેવું.
૨—સિદ્ધના ગુણની „ „ „ „ „
૩—આચાર્યની „ „ „ „ „
૪—ઉપાધ્યાયની „ „ „ „ „
૫—ગણની „ „ „ „ „ „
૬—થીવરની ભક્તિ કરવા બહુ માન દેવું.
૭—સાધુજીની „ „ „ „ „ „
૮—સમસ્ત સંઘની „ „ „ „ „
૯—ધર્મની „ „ „ „ „ „
૧૦—સિદ્ધાંત એટલે પ્રવચન સુત્રોની „ „ „

### એ દસેનો વિનય ચાર પ્રકારે થાય છે.

૧ બહુ ભક્તિ કરવાથી ૨ તેમની કીર્ત્તિ કરવાથી.
૩ બહુ માન દેવાથી. ૪ ત્રીસ પ્રકારની અસાતના ન કરવાથી.

## સમકિતની ત્રણ પ્રકારની સિદ્ધિ.

૧ અરિહંત સિદ્ધને દેવ કરી જાણવા.
૨ સુસાધુને ગુરુ કરી જાણવા.
૩ ક્ષમા, ધ્યાને ધર્મ કરી જાણવો.

### સમક્તિના પાંચ દુષણ.

૧—સિદ્ધાંત ઉપરે શંકા કરવી.
૨—અન્ય દર્શનીના ધર્મની અભીલાષા કરવી.
૩—ધર્મના ફળનો સંદેહ આણવો.
૪—પાખંડીની પ્રસંશા કરવી.
૫—પાખંડીઓની પરીચય કરવી.

આ પાંચ દુષણ છે માટે જાણીને ત્યાગ કરવાના છે.

### સમક્તિની આઠ પ્રભાવના—( દીપાવવું. )

૧—પ્રવચન સિદ્ધાંત દીપાવવા.
૨—ધર્મ કથા કહી જીન શાસન દીપાવવું.
૩—આદર દ્રષ્ટાંત કહી જીન શાસન દીપાવવું.
૪—સાધુના ગુણના વખાણ કરી માર્ગ દીપાવવો.
૫—તપ કરી જીન શાસન દીપાવવું.
૬—ધર્મથી જો લબધી ઉપજે તો તેથી જીન શાસન દીપાવવો.
૭—તિર્થંકરની પુજા કરી જીન શાસન દીપાવવું.
૮—પ્રભાવના-લાહાણી-જૈનશાળા-વિગેરેથી ધર્મ દીપાવવો.

### સમક્તિના પાંચ ભુષણ.

૧—જૈન માર્ગમાં ચતુરાઈ કરવી, કુશળતા-ડાહાપણ વાપરવું.
૨—દાન આદિ ગુણે કરી જીન શાસન દીપાવવું.
૩—સુસાધુની સેવા ભક્તિ કરવી.
૪—ધર્મથી પડતાને સુબોધ દઇ સ્થિર કરવો.
૫—સાધર્મીની સેવા ભક્તિ કરવી.

### સમકિતના પાંચ લક્ષણ.

૧—ક્ષમા ધણી કરે.

૨—સવેંગ-વૈરાગ્ય વાસના ઘણીરાખે.
૩—નિર્વેદ મોક્ષાભિલાષી હોય.
૪—અનુકંપા દયાની વાસના હોય.
૫—ધર્મની આસ્થા દૃઢ રાખે.

## સમકિતની છપ્રકારની જતના.

૧—અન્ય ધરમના ગુરૂને ધરમ બુદ્ધિએ વંદે નહીં.
૨—તેમના ધરમ બુદ્ધિએ ગુણ ગ્રામ કરે નહીં.
૩—તેમની સાથે ધરમ બુદ્ધિએ વગર બોલાવે બોલે નહીં.
૪—તેમની સાથે ધરમ બુદ્ધિએ વારંવાર બોલે નહીં.
૫—તેમને ગુરૂ બુદ્ધિએ અન્નાદિક દીએ નહીં.
૬—તેમને ગુરૂ બુદ્ધિએ વસ્ત્રાદિક દીએ નહીં.

## સમકિતના છ પ્રકારનો આગાર.—( છૂટ. )

૧—રાજાના આગ્રહ થકી.
૨—ગણ સઘના આગ્રહ થકી.
૩—કોઇ બળવાનના હઠથી.
૪—દેવતાના હઠથી.
૫—માતા પિતાના હઠથી.
૬—અટવીમાં ભુલા પડયાથી.

## સમકિતની છ ભાવના.

૧—ધરમનું પ્રથમ કારણ તે સમકિત.
૨—ધરમ નંગરનો માર્ગને સમકિત.
૩—ધરમનો પાયો તે સમકિત.
૪—ધરમ જગતનો આધાર તે સમકિત.
૫—ધરમરૂપ દુધનું પાત્ર તે સમકિત.
૬—સર્વ વૃત તથા પંચ મહાવૃત રૂપ જે રત્ન તેનો નિધાન તે સમકિત.

## સમકિતના ૭ સ્થાન.

૧—જીવાદીક નવ પદાર્થ ચીંતવવા.
૨—ઉત્પત્તિ વિનાશ રહીત જીવ છે.
૩—જીવ શુભાશુભ કરમનો કર્તા છે.
૪—જીવ કીધા કરમ ભોગવે છે; વેદે છે.
૫—સર્વ રાગદ્વેષ-મદ-મોહ-જન્મ જરા દુઃખની ક્ષય રૂપ જે સ્વસ્થા તે મોક્ષ.
૬—જ્ઞાન દર્શન ચારિત્ર અને તપના સાધનથી મોક્ષ જવાય છે.

——:o:——

## ૭૨ કળયુગ વિષે ગીત.

પ્યારો કુડો કલિયુગ આયો, પ્યારો કુડો કલિયુગ આયો;
બાપ કહે મુજ નાની બેટી, દીન દીન સુલ સ્વાયો—પ્યારો૦
રાજા તે પરજાને પીડે, કુંથુ એ કામ ભલાયો;
બોલ્યે બંધ નહીં મંત્રીને, ગોચર ખેત્ર ખેડાયો.—પ્યારો૦
ગુરૂને ગાલિ દીએ નિજ ચેલા, વેદ પુરાણ પઢાયો;
સાસુ પાટવટુ ખાટે બેઠી, ખુખારે નાદ સુણાયો.—પ્યારો૦
એંસી વરષનો હિંડે હુસે, મુછે હાથ ધલાયો;—પ્યારો૦
પંચતણી સાખે પરણીને, અબલા અરથ ગમાયો;
યોગી જંગમને મઠવાસી, ભખિ મદવાગો;
ચોર ચરડને પર ધનેખાઇ, સાધુજન સીદાયો.—પ્યારો૦
નીચ તણે ઘર લક્ષ્મી લીલા, ઉત્તમ કર ઉડાયો;
નિરધનને બહુ બેટા બેટી, ધનવંત એક ન પાયો.—પ્યારો૦
નમશે બાપ સંઘાતે બેટો, ઘણુ મનોરથ જાયો;
હાથ ઉપાડે માને તાડે, પરણી સુવેહ ઉમાયો—પ્યારો૦

હલ એટ બ્રાહ્મણ ગૌ જોડી, નિરધ્ય નાક ફુડાયો;
માબાપે બેટી વેચીને, બેટાને પરણાયો.—યારો૦
ધરડાને ઘહેલા કહે બેટા, આપ તણો મદ વાયો;
વહુઅર સુતાં હોય હિંડાલે, સાસરો સુવા ધાયો.—યારો૦
રાગ તણે વશ ગુરૂને ગુરૂણી, કામજ કરે પરાયો;
ફાંગાની પરિફલ હો માંડે, કુલગર નામ ધરાયો.—યારો૦
બધ્ધઅર બાર વરસની બેટા, દેખી ગોદ ખેલાયો;
માગ્યા મેહ નવરસે જેમાં, સાજન સાલો કહાયો—યારો૦
કુડા કલીયુગની એ માયા, દેખી ગીત ગવાયો;
ફરમ ચંદ્ર મુનિ કહે જીન વચને રાતો, તે દીપે સદાએ સવાયો—યા૦

## દોહરો.

કચ્છદેશે સૌ સુણો, છે કૃત્તાનો વિશ્રામ;
તેરા ગામ પ્રખ્યાત છે, લખમશી તેનો નામ.

## દોહરો.

સુભંગ ગ્રંથ પુરણ કર્યો, વાંચો સરવે વીર;
અનંતનાથ મહારાજનો, બોલો જય જયકાર.



